अथ गुर्जरभाषान्वितं [illegible]

अधिमासशुक्लकृष्णकादश्योर्माहात्म्यं

व्यतीपातव्रतकथा च।

श्री

# મુગ્ધાની, અધિક શુક્લ અને કૃષ્ણ એકાદશીની તથા વ્યતીપાતની કથાઓ.

મૂળ સહિત સરળ ગુજરાતી ભાષાંતર.

વિ. સં. ૧૯૮૪ પ્રકાશક: ઈ. સ. ૧૯૨૮

ગુજરાતી પ્રિંટિંગ પ્રેસ,

સાસુન બિલ્ડિંગ, કોટ, મુંબઈ.

પુસ્તક મળવાનું ઠેકાણું:—

ગુજરાતી પ્રિંટિંગ પ્રેસ,
સાસુન બિલ્ડિંગ,
એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ ૧.

મુદ્રક અને પ્રકાશક: નટવરલાલ ઇચ્છારામ દેસાઈ
મુદ્રણસ્થાન: "ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસ,
સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ,
કોટ, મુંબઈ ૧.

ॐ तत्सत्

# પ્રકાશકનું નિવેદન

શ્રીપુરૂષોત્તમ માસના માહાત્મ્યની અંદર "મુગ્ધાની કથા" એ નામની એક કથા કહેવાની પ્રથા ગુજરાત-કાઠિયાવાડમાં કેટલેક ઠેકાણે પડી છે, અને તે ધીમે ધીમે પ્રચારમાં આવતી જાય છે. આ કથા, બૃહન્નારદીય પુરાણ કે જેમાંની પ્રચલિત "પુરૂષોત્તમ માસ માહાત્મ્ય"ની કથા કહેવામાં આવે છે તેમાં, કે પદ્મપુરાણવાળા પુરૂષોત્તમ માસ માહાત્મ્યની કથામાં જોવામાં આવતી નથી; તેથી ઉક્ત પુરાણોની કથા કરતાં તે અર્વાચીન હોવાનો સંભવ છે, અને તેવો મત ઘણા વિદ્વાનોને પૂછતાં દર્શાવાયો છે. પણ તે સાથે એમાં ભગવાનના ગુણાનુવાદ હોવાથી, તેની ગમે તેવી અસંભવિતતા હોવા છતાં, મળમાસનો સ્વીકાર ભગવાન વિષ્ણુએ કર્યો તેમ તેનો સ્વીકાર ભક્તિમાન લોકોએ કરેલો છે. અમે પણ તે ઉપરથી આ કથા સચિત્ર છાપી છે.

આ કથા છાપતી વખતે અમે બે ત્રણ પ્રતો સંશોધન માટે જોઇ છે. મૂળ પ્રત સુરતના શાસ્ત્રી મૂળશંકર જયાનંદની હતી; બીજી સુરતના સોદાગર પ્રેસવાળાની હતી અને ત્રીજી હસ્તલિખિત એક સુરતના શાસ્ત્રીની હતી. છાપેલી પ્રતો ઘણી અશુદ્ધ હોવાથી અમે શકય તેટલો સુધારો કર્યો છે; પણ ભાષાંતર તો નવીન જ રા. રા. બાપુભાઇ ઇચ્છારામ દેશાઇ બી. એ. એ કરેલું છે; તે તો કોઇને પણ વાંચતાં જણાશે.

વળી અમે આ ગ્રન્થમાં આ કથા ઉપરાંત બીજો પણ કેટલોક ખાસ ઉમેરો કરેલો છે, મુખ્યાની કથા ઉપરાંત અધિક માસમાં આવતી બે એકાદશીઓની ત્રણ કથા આપી છે. એ સંબંધમાં પણ બે પક્ષો જણાય છે. કેટલાક શાસ્ત્રકારોનો મત અધિક માસની શુકલ અને કૃષ્ણપક્ષની એકાદશીઓ નોખી ગણવી એવું છે, અને તેને તેઓએ પદ્મા અને પરમા એવું નામ આપેલું છે; બીજા કેટલાકના મતે બન્ને એકાદશીઓનું નામ કમળા રાખવામાં આવ્યું છે, અને તેની વ્રત કથા જુદી આપવામાં આવે છે. અમે બન્ને પક્ષોનો અત્ર સંગ્રહ કરેલો છે. એ ઉપરાંત ભવિષ્ય પુરાણમાંથી મળમાસની કથા અને વ્રતવિધિ પણ છાપ્યાં છે, અને વરાહ પુરાણોક્ત તથા નારદીય પુરાણોક્ત વ્યતીપાત કથાઓ પણ આપી સંપૂર્ણતા લાવવાનો યત્ન કર્યો છે. એમ આ પુસ્તકમાં ૧૦ અધ્યાયો વિશેષ છે, અને તેને અમે છાપેલા પુરૂષોત્તમ માસ માહાત્મ્યની પૂર્તિ રૂપે ગણવા વિનતિ છે. વાંચનાર અને કથા કહેનાર–બન્નેની સુગમતા માટે અમે પ્રત્યેક શ્લોક એકજ લીટીમાં પૂરો થાય એવી વ્યવસ્થા રાખી છપાવ્યો છે, તે તરફ ધ્યાન ખેંચીએ છીએ.

કેટલીક ઉભી થતી ગેરસમજુતિ કાઢી નાખવા માટે અત્ર એક વિશેષ ખુલાસો કરવો આવશ્યક માનીએ છીએ. "ગુજરાતી" પ્રેસ તરફથી ઘણાં વરસો થયાં પુરૂષોત્તમ માસ માહાત્મ્યની કથા છપાય છે. એ પુસ્તક ગુજરાતી પ્રેસના સ્થાપક સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ છપાવ્યું હતું, પણ તેના ભાષાંતર કર્તાનું નામ તેના મુખપૃષ્ઠ પર છપાવેલું નથી. સ્વ. પ્રાણજીવન હરિહર શાસ્ત્રીએ તે કરી નથી આપ્યું એ અમે ચોક્કસ જાણીએ છીએ; કારણ કે શાસ્ત્રીજીનાં પોતાનાં રચેલાં કે અનુવાદ કરેલાં પુસ્તકો ઉપર તેમનું નામ હમેશાં છપાતું આવ્યું છે, અને તેમણે અમને કહેલું છે તે ઉપ-રથી પણ અમે કહી શકીએ છીએ કે મજકુર ભાષાંતર સ્વ. શાસ્ત્રીજીનું કરેલું નથી. પણ હમણાં જ ચાલુ વર્ષમાં સંયોગવશાત્ અમારા જાણવામાં આવ્યું કે અમારા સ્વ. પૂજ્ય પિતાશ્રીએ "ગુજરાતી"

પ્રેસ સ્થાપ્યું અને "ગુજરાતી" પત્ર કાઢયું તે પહેલાં અધિક માસની કથા સુરતમાં તેમના એક બાળમિત્રના સહકારથી છપાવેલી હતી, અને તે બાળમિત્ર આજે વિદ્યમાન છે. તેમના મુખેથી આ વાત જાણી અમને આનંદ થયો. અમારા પિતાશ્રીનું છપાવેલું તે મૂળ પુસ્તક પ્રાપ્ત કરવા અમે પ્રયાસ કર્યો પણ મળી શકયું નહિ. અમે તે ઉપરથી એવું અનુમાન કરીએ છીએ કે મજકૂર પુસ્તક ઉપરથી થોડો ઘણો સુધારો વધારો કરી આ પુરૂષોત્તમ માસની કથા "ગુજરાતી" પ્રેસના કાર્તિકી પંચાંગમાં અને તે પછી છુટક પુસ્તક રૂપે છપાઈ હોવી જોઇએ. આટલા સ્પષ્ટ વકતવ્યનો સારાંશ એ છે કે "ગુજરાતી" પ્રેસ તરફથી છપાઇ પ્રકટ થયેલા પુરૂષોત્તમ માસની કથાના પુસ્તકનું ભાષાંતર સ્વ. પ્રાણજીવન હરિહર શાસ્ત્રીનું નથી, એટલું અમે ખાત્રીપૂર્વક માનીએ છીએ. છતાં પણ તેમના પરલોકગમન પછી અને "ગુજરાતી" પ્રેસમાથી છુટા પડ્યા પછી રા. મણિલાલ ઇચ્છારામ દેશાઇના કોઇ એક ઓળખીતા હીરજી હર્ષજી રાવળ નામના શાસ્ત્રીએ નવીન શોધ કરી છે કે "ગુજરાતી" પ્રેસ તરફથી છપાયલાં અને પ્રકટ થયેલાં પુરૂષોત્તમ માસ માહાત્મ્યની કથાના ભાષાંતરકર્તા સ્વ. પ્રાણજીવન હરિહર શાસ્ત્રી હતા, અને મજકુર શોધ સાચી માની લઇને સ્વ. શાસ્ત્રીજીને સંસ્કૃત સુદ્ધાં પણ આવડતું નહતું, તેમ જ ગુજરાતી લખતાં પણ જાણતા નહોતા એવું બતાવવાને માટે મજકુર કહેવાતા ભાષાંતરમાંથી કેટલાક દોષો કાઢીને જાહેરમાં મૂકયા છે. સ્વ. પ્રાણજીવન હરિહર શાસ્ત્રી ભુતળ ઉપર વિદ્યમાન હતા ત્યારે શાસ્ત્રી હીરજીને તેમના લેખમાં કે વિદ્વત્તામાં ખોડ કાઢવાનું સુઝયું નહોતું. તેમના શોકજનક અવસાન પછી ભણેલા શાસ્ત્રીઓ પણ કેવી મનોવૃત્તિવાળા હોય છે તેનો એક સારો દાખલો શાસ્ત્રી હીરજી હર્ષજી રાવળ પુરો પાડે છે. એથી પણ વિશેષ આશ્ચર્ય પમાડનારૂં તો એ છે કે રા. મણિલાલ જેઓ એક વખતના પોતાના પ્રેસના સ્વ. શાસ્ત્રી પ્રાણજીવનને સારી રીતે ઓળખતા હોવા છતાં અને ભાષાંતરકારના નામ વિનાની પુરૂષોત્તમ માસ માહાત્મ્યની કથા પોતાના હકુમતમાં

'ગુજરાતી" પ્રેસ હતું ત્યારે છપાવતા હતા છતાં શાસ્ત્રી હીરજી હર્ષજી રાવળની વાત સાચી શા માટે માની હશે, તેનું કારણ તો અમને ઘણા વિચાર કરવા છતાં પણ સમજાતું નથી. આમ એક સુવિદ્વાન પ્રતિષ્ઠિત શાસ્ત્રીના અવસાન બાદ, તેઓ પોતાના ઉપર કરાયલા આક્ષેપોનો ઉત્તર આપી શકે નહિ તેવી સ્થિતિમાં છે તે વખતે મરનાર શાસ્ત્રીના દોષો શોધવાનું શાસ્ત્રી હીરજીને કેમ સુઝયું હશે તે તો ભગવાન જાણે !

ભાષાંતરનું કાર્ય અસલ મૌલિક લખાણ કરવા કરતાં કેટલેક અંશે મુશ્કેલ છે, અને લો. મા. પ. વા. તિલક જેવા સંસ્કૃત અને મરાઠી ભાષા ઉપર સારી પ્રભુતાવાળા લેખકે પણ તેમના ગીતા રહસ્યના પુસ્તકમાં લખ્યું છે કે સંસ્કૃત ભાષાના પદોમાં રહેલો સંપૂર્ણ ભાવ મરાઠીમાં લાવવો કેટલીકવાર મુશ્કેલ છે, તેમાં ગીતાનો ખાસ. વસ્તુસ્થિતિ આવી હોવાથી અમે એમ નથી કહેવા માંગતા કે અમારૂં કરેલું ભાષાંતર કેવળ નિર્દોષ હશે. પણ શાસ્ત્રી હીરજીના કરેલા ભાષાંતરમાં કેટલાક દોષો છે તેના બે ત્રણ નમુના અત્ર આપ્યા છે. જે દોષોનું આરોપણ તેઓ બીજા ઉપર કરે છે તે દોષથી પોતે મુક્ત નથી. દાખલા તરીકે મુગ્ધાની કથાના ૪ થા અધ્યાયના ૭ મા શ્લોકમાં સોના રૂપા વગેરે કુંભોની જે વાત લખી છે તે મૂળ શ્લોકમાં ક્યાં છે ? તેજ પ્રમાણે તેજ અધ્યાયના ૨૦ મા શ્લોકમાં આ પ્રમાણે ચરણ છે. मारते यवदानं च करोति ब्राह्मणाय च ઇ. તેનો સાદો અર્થ એવો છે કે 'આ ભારતમાં (એટલે ભરતખંડ નામના દેશમાં) જે બ્રાહ્મણને જવનું દાન કરે છે તે વાયુ લોકમાં મન્વંતર પર્યંત વાસ કરે છે.' વૈયાકરણોપાધ્યાય શાસ્ત્રી હીરજી તેનું ભાષાંતર નીચે પ્રમાણે આપે છે "તેમ જ પુસ્તકોનું દાન કરવાથી તે વાયુલોકોમાં વસે છે." (૨૦) આ અર્થ શાસ્ત્રીજીએ ક્યાંથી કાઢયો !! मारते એટલે "ભરતખંડ"માં એવો અર્થ થાય, તેનો શાસ્ત્રીજીએ "પુસ્તક" એવો અર્થ ક્યાંથી કર્યો !! મજકુર ૪થા અધ્યાયના ૨૨મા શ્લોકમાં બીજું ચરણ આ પ્રમાણે છે. ताम्रपात्रस्य दानेन फलं

शतगुणं भवेत् ॥. તેનું સરળ ભાષાંતર આ પ્રમાણે થાય છે. "તાંબાના પાત્રનું દાન કરે તો તેનું સોગણું ફળ મળે." શાસ્ત્રી હીરજી ઉપલા ચરણનું ભાષાંતર આપે છે કે તામ્રપાત્રનાં દાનો કરવાથા મુખ્યાજીપણું મેળવી ભગવાનની સેવા થાય છે!! (૨૨) એ જ અધ્યાયના ૪૧ મા શ્લોકનું ભાષાંતર તો કેવળ ખોટું છે. તેનો અર્થ શો થાય છે તે આ પુસ્તકમાં ૨૧મા પાના ઉપર આપેલો છે. શાસ્ત્રી હીરજી તેનું ભાષાંતરં આ પ્રમાણે કરે છે. "હવે આયુષ્ય તથા લક્ષ્મી તથા પરાક્રમને આપવાવાળું જે મૌન તેને મનુષ્યોએ વ્રતમાં પણ ધારણ કરવું." મૂળ શ્લોકમા જે અર્થ નથા તે શાસ્ત્રીજીએ કરી બતાવ્યો છે; અને ૪૨ મા શ્લોકનું ભાષાંતર કર્યું જ નથી. આવા દોષો પાનેપાને ભરેલા છે. આનું કારણ અમને એમ લાગે છે કે શાસ્ત્રીએ મૂળશંકરની પ્રતમાંથી આવી ગંભીર ભૂલો સહિત ભાષાંતર એમનું એમ શબ્દેશબ્દ સ્વીકારી લીધું હશે. આ તો કાચના ઘરમાં બેસી પથ્થરો મારવા જેવું થયું છે. શાસ્ત્રી હીરજીના દોષ અમારે ન છુટકે દર્શાવવા પડે છે તે માટે અમે દિલગીર છીએ, પણ પરલોકવાસી શાસ્ત્રીજી પ્રાણજીવનના આત્મસંતોષાર્થે અમને આવી કડવી પણ ફરજ બજાવવી પડે છે. આ લખાણ માટે વાંચનાર મહાશયની પણ ક્ષમા માંગી આ પવિત્ર કથા વાંચવાની ભલામણ કરી અમે વિરમીએ છીએ.

મુંબઇ, જેઠ યોગિની
એકાદશી, ૧૯૮૪.

પ્રકાશક

# વિષયાનુક્રમણિકા

(શ્રીપુરુષોત્તમમાસ માહાત્મ્ય-અંતર્ગત) ૧૪૨૩૨

# મુગ્ધાની કથા

## મંગળાચરણ

श्रीगणेशाय नमः । श्रीराधापुरुषोत्तमाभ्यां नमः । श्रीगोपीजनवल्लभाय नमः ॥




નૈમિષારણ્યમાં શૌનકાદિ ઋષિ અને સૂત પુરાણીક

[ એક સમયે નૈમિષારણ્યમાં શૌનક વિગેરે ઋષિઓ ભેગા થઈ વિચાર કરવા લાગ્યા કે, હવે મહા દુષ્ટ કલિકાળ પ્રાપ્ત થવાનો છે, ને તેમાં પણ આ ઘોર કલિયુગના મનુષ્યો નિર્ધન (અલ્પ ધનવાળા), અલ્પ આયુષ્યવાળા, અને આળસુ (અલ્પ ઉદ્યમ કરનારા) થશે, માટે તેઓનું કલ્યાણ થાય તથા પરમેશ્વરના ધામની પ્રાપ્તિ કેમ થાય? એ વિષેની ચિંતાનું નિરાકરણ કરવા માટે તેઓમાં અગ્રગણ્ય, જ્ઞાનમાં વૃદ્ધ અને સુશીલ મુનિ શૌનક ત્યાં આગળ અનાયાસ તીર્થાટન કરી પધારેલા શાંત અને બોલનારામાં શ્રેષ્ઠ સૂત પુરાણીને આ પ્રમાણે પૂછવા લાગ્યા.]

श्रीगणेशाय नमः । श्रीराधापुरुषोत्तमाभ्यां नमः ॥

शौनक उवाच ।

सूत सूत महाभाग वद नो वदतां वर । संदेहं त्वां प्रपृच्छामस्तन्नश्छेत्तुमिहार्हसि ॥१॥
एवं कुर्वंति ये लोका उद्यापनविधिं शुभम् । तेषां मोक्षसमावाप्तिरन्येषां न भवेत्तथा ॥२॥
निर्धनानां नराणां वै कथं मुक्तिः क्रिया मता । नास्ति तेषां धनं मुख्यमुद्यापनविधिः कथम् ॥३॥
क्रियते तैः कया रीत्या गोलोके वसतिः कथम् । तेषां नास्ति यदोपायः किं कृतं हरिणा तदा ॥४॥
एतत्संदेहबहुलं छिंधि त्वं सूतनंदन ॥ ५ ॥

## અધ્યાય ૧ લો–મુગ્ધાનું વૃત્તાંત

### શૌનકનો પ્રશ્ન

શૌનક ઋષિ બોલ્યાઃ–હે સૂત! હે સૂત! હે મહાભાગ! આપ વ્યાખ્યાનકારોમાં ઉત્તમ છો, એટલા માટે તમને એક શંકા અમો પૂછીએ છીએ, તેનું સમાધાન કરવાને તમો યોગ્ય છો.[૧] આપે અધિકમાસ અથવા પુરુષોત્તમમાસના માહાત્મ્યની જે સુંદર કથા સંભળાવી તેમાં કહ્યા પ્રમાણે જે મનુષ્યો ઉત્તમ ઉદ્યાપન વિધિ કરે છે તેઓની જ મુક્તિ થાય છે એમ કહ્યું તો શું બીજાઓની મુક્તિ થતી નથી?[૨] ધનરહિત મનુષ્યોને મોક્ષ કેમ મળે અને તેઓ નિર્ધન હોવાથી ઉદ્યાપનવિધિ કયા પ્રકારે કરી શકે.[૩] તે મનુષ્યો કયા પ્રકારે ઉદ્યાપનવિધિ કરવાથી ગોલોકમાં વાસ કરી શકે? તેઓને માટે શું બીજો ઉપાય હરિએ બતાવ્યો નથી?[૪] હે સૂતનંદન! આ અમારી શંકાનું બરાબર સમાધાન કરો.[૫] ॥ ૧ ॥

सूत उवाच ।

साधु पृष्टं हि ऋषयो एतत्प्रश्नोत्तरं शृणु । न प्रायोजनमत्रैव निर्धनानां विशेषतः ॥ ६ ॥
धनस्य संचयोऽप्यत्र श्रद्धायाः कारणं मतम्। निर्धनैस्तु सदा कार्यं कर्म श्रद्धासमन्वितम्॥७॥
चेतःकृतं समग्रं स्यादीश्वरस्य प्रसादतः। विना श्रद्धाकृतं चेत्स्याद्धनिकैस्तच्च निष्फलम्॥८॥
तस्माद्यथा भवेत् श्रद्धा फलं तादृङ्मतं किल । यावद्व्रतं सदा कार्या श्रद्धाभक्तिर्विचक्षणैः॥९॥
धनं चेदधिकं येषां न्यूना श्रद्धा च निष्फलम् ।तस्मात्सर्वैः प्रकर्तव्यं श्रद्धया सफलं भवेत्॥१०॥
तस्माद्व्रतानुकूला च श्रद्धा कार्या विचक्षणैः। अत्रैव कथयिष्यामि इतिहासं पुरातनम्॥११॥

સૂત કહે છે:–હે ઋષિઓ! તમે આ પ્રશ્ન ઘણો સારો પૂછયો; તેનો જવાબ સાંભળો. આ ઉદ્યાપનમાં વ્રત કરનારાઓને બહુ ધનની આવશ્યકતા નથી.[६] અને આ વ્રતમાં ધન પુષ્કળ હોય તો પણ શ્રદ્ધાની ખાસ જરૂર છે. નિર્ધન માણસે આ વ્રત હમેશાં પૂર્ણ શ્રદ્ધાથી કરવું.[૭] ઈશ્વરની કૃપાથી પ્રસન્ન ચિત્તવડે આ વ્રત પૂર્ણ કર્યું હોય તો સારૂં ફળ આપે છે અને શ્રીમંતોએ શ્રદ્ધા વિના આ વ્રત કર્યું હોય તો તે ફળ આપતું નથી.[૮] એટલા માટે જેવી શ્રદ્ધા હોય તેવું ફળ ખરેખર તેઓ મેળવે છે. સુજ્ઞ મનુષ્યોએ આ વ્રત શ્રદ્ધા અને ભક્તિથી કરવું.[૯] જેમની પાસે વધારે ધન હોય પણ શ્રદ્ધા ઓછી હોય તો તેમનું વ્રત, ફળ આપતું નથી, એટલા માટે સર્વેએ શ્રદ્ધાથી આ વ્રત કરવું કે જેથી ફળ આપે.[૧૦] એટલા માટે ડાહ્યા માણસોએ વ્રતને અનુકૂળ શ્રદ્ધા રાખવી. અહીં એક પુરાતન ઇતિહાસની કથા કહી સંભળાવું છું.[૧૧]

व्यासेनोक्तं कृपालेशाज्ज्ञात्वा मां दृढभावुकम् । एकस्मिन्दिवसे पृष्टः संदेहोऽस्मिन्मया गुरौ १२
मामुवाचेतिहासं वै हरिणोक्तं रमाग्रतः । वैकुंठे रमया पृष्टः संदेहो ह्ययमेव च ॥ १३ ॥
हरिस्तामितिहासेन बोधयामास तच्छृणु । अवंतीनगरे रम्ये ब्राह्मणो वेदपारगः ॥ १४ ॥
नाम्ना विष्णुप्रियो ह्यासीत्सर्वकर्मविशारदः । शांतो हरिव्रते मुख्यः षट्कर्मनिरतः शुचिः १५
तस्य पुत्रद्वयं जातं नाम्ना देवलमाधवौ । बुद्धिमंतौ च कुलिनौ विष्णुभक्तिरतौ सदा ॥१६॥
कदाचित्कालयोगेन तत्तातो निधनं गतः । ततश्चिंतातुरौ तौ च जातौ देवलमाधवौ ॥१७॥
देवलस्य च पत्नी या रूपलावण्यसंयुता । गर्वाधिरूढा चैवासीन्नाम्ना रूपवती यतः ॥१८॥

દૃઢ ભાવવાળો મને જાણીને મારા ઉપર કૃપા કરીને વ્યાસે એક સમયે મને આ પ્રમાણે કહ્યું. એક દિવસે ગુરુ વ્યાસને મેં આવો જ પ્રશ્ન પૂછયો.[१२] તે ઉપરથી ભગવાન હરિએ લક્ષ્મીને જે ઇતિહાસ કહ્યો હતો તે વ્યાસે મને કહ્યો. આ પ્રશ્ન લક્ષ્મીએ વૈકુંઠમાં હરિને પૂછયો હતો.[१३] શ્રીહરિએ લક્ષ્મીને ઇતિહાસથી જે બોધ આપ્યો તે તમે સાંભળો.

## વિષ્ણુપ્રિયનું કુટુંબ

ઘણા પૂર્વકાળે રમ્ય અવંતી નગરમાં વેદ પારંગત એક બ્રાહ્મણ રહેતો હતો.[१४] તે બ્રાહ્મણ સર્વ કર્મમાં કુશળ, હરિની સેવા કરવામાં શાંત, ષટ્કર્મમાં* નિપુણ હતો અને તેનું પવિત્ર વિષ્ણુપ્રિય એવું નામ હતું.[१५] તેને બુદ્ધિમાન્, કુલીન, અને વિષ્ણુભક્તિમાં પ્રીતિવાળા દેવલ અને માધવ નામના બે પુત્રો હતા.[१६] એક વખતે કાળવશાત તેમના પિતા વિષ્ણુપ્રિય મરણ પામ્યા. ત્યાર બાદ દેવલ અને માધવ ઘણા ચિંતાતુર થયા.[१७] દેવલની સ્ત્રી રૂપ અને લાવણ્યથી યુક્ત અને અભિમાની હતી

* ૧ અધ્યાપન, ૨ અધ્યયન, ૩ યજન, ૪ યાજન, ૫ દાન આપવું અને ૬ દાન લેવું.

सा ज्येष्ठा ज्येष्ठपत्नी च गृहे मुख्याधिकारिणी।आसीन्माधवपत्नी च नाम्ना मुग्धा च मूढधीः १९
गृहे किंचिन्न जानाति गृहकार्यं विशेषतः । लोकास्तामाहुरखिला ग्रंथिलेति च सर्वशः॥२०॥
तयोरेवं तदा भ्रात्रोर्गृहेषु वर्तमानयोः । कालो गतः कियत् पश्चाद्दारिद्र्यं चाभवद्गृहे ॥ २१ ॥
देशांतरगतौ तौ च द्रव्योपार्जनलालसौ । नारीद्वयं गृहे मुक्त्वा द्विजौ देवलमाधवौ ॥२२ ॥

माधव उवाच ।

देवरो माधवः प्रोक्तो भ्रातृपत्नीमुवाच ह । ज्येष्ठभ्राता पितातुल्यस्तत्पत्नी मातृरूपिणी ॥२३॥
मातस्त्वं गृहमुख्यासि गुणमुख्या विशेषतः। भगिनीवत्त्वया रक्ष्या मूर्खा पत्नी ममेति च २४

અને તેનું નામ રૂપવતી હતું.[१८] તે જયેષ્ઠ ભ્રાતાની સ્ત્રી હતી અને તેથી તે ગૃહકાર્યમાં મુખ્ય અધિકાર ભોગવતી હતી. અને મૂઢ બુદ્ધિવાળી માધવની સ્ત્રીનું નામ મુગ્ધા હતું.[१९] અને તે ઘરના કામકાજમાં કંઈ પણ જાણતી નહતી, જેથી બધા લોકો તેને સર્વ રીતે ગાંડી (ભોળી) કહેતા હતા.[२०] આ પ્રમાણે ઘરમાં રહેતા રહેતા તે બન્ને ભાઇઓને કેટલોક સમય ગયા પછી તેઓના ઘરમાં દારિદ્ર્ય આવ્યું.[२१] ત્યારબાદ દ્રવ્ય મેળવવાની ઇચ્છાવાળા તે દ્વિજ દેવલ અને માધવ પોતપોતાની સ્ત્રીને ઘરમાં મૂકી પરદેશ ગયા.[२२]

નાનો ભાઇ માધવ પોતાના મોટા ભાઇની પત્ની રૂપવતીને કહેવા લાગ્યો કે, "મોટા ભાઈ પિતા સમાન છે અને તેની પત્ની માતા સમાન છે.[२३] એટલા માટે હે માતા ! તમે ઘરમાં મોટાં છો અને મુખ્યત્વે કરીને ગુણવાળાં છો, માટે તમારે મારી મૂર્ખ સ્ત્રીને બહેન પ્રમાણે સંભાળવી.[२४] કારણ કે તે ઘરનું કામકાજ જાણતી નથી અને જ્ઞાતિનો વ્યવહાર પણ સમજતી નથી. એટલા માટે

गृहकार्यं न जानाति ज्ञातिकार्यं तथैव च । त्वया संभावनीया च भगिनीपुत्रिका यथा ॥२५॥
गच्छाम्यहं च विश्वास्य त्वयि देवि शुभेक्षणे ॥ २६ ॥

सूत उवाच ।

इत्युक्त्वा च गतौ तौ च भ्रातरौ द्रव्यलालसौ । ग्रामान्तरे च तौ प्राप्तौ दूरमर्थेप्सया गतौ २७
ततो रूपवती या सा मुग्धामित्थमुवाच ह । रे मुग्धे मम गेहात्त्वं दूरं गच्छ च दुर्भगे ॥२८॥
त्वद्भाग्याच्च मम स्वामी दारिद्र्यं प्राप्तवान् दृढम् । दुर्भगा त्वं न जानासि गृहकार्यं न किंचन२९
ज्ञातिकार्यं विशेषेण वक्तुं जानासि नैव च । धिक्त्वां मूढां मूढबुद्धिं पापिणीं पापकर्मिणीम् ३०॥

તમારે તેને બહેન અને દીકરી પ્રમાણે સંભાળવી.[૨૫] માટે હે સારા નેત્રવાળી દેવી ! હું તમારામાં વિશ્વાસ રાખી તમને સોંપીને જાઉ છું."[૨૬]

સૂત કહે છે:—એ પ્રમાણે કહીને દ્રવ્યની ઇચ્છાવાળા બન્ને ભાઇઓ દૂર દેશાવર ધન મેળવવાને માટે ગયા.[૨૭]

જેઠાણી દેરાણીનો કજીઓ

ત્યાર બાદ રૂપવતી તે મુગ્ધાને આ પ્રમાણે કહેવા લાગી; "હે મુગ્ધે ! હે ખરાબ ભાગ્યવાળી ! તું મારા ઘરમાંથી દૂર થા.[૨૮] તારા દુર્ભાગ્યથી મારા સ્વામીને દૃઢ દરિદ્રતા પ્રાપ્ત થઈ. દુર્ભાગ્યવાળી તું ઘરનું કામકાજ કંઇ પણ જાણતી નથી.[૨૯] તેમ જ જ્ઞાતિનું કાર્ય, તેમ જ શું બોલવું તેની પણ તને ખબર નથી ॥ ૩ ॥ માટે મૂઢ, મૂઢબુદ્ધિવાળી પાપિણી, પાપકર્મ કરવાવાળી તને ધિક્કાર છે."[૩૦] એ પ્રમાણે કહીને તેને માર મારીને ઘરની બહાર કાઢી મૂકી, સ્વેચ્છાચરણની ઇચ્છાવાળી રૂપવતીએ તે સાધ્વી મુગ્ધાને



રૂપવતી બોલી, "હે મુગ્ધે, તું મારા ઘરમાંથી દૂર થા..."

एवमुक्त्वा ताडयित्वा गृहान्निष्कासिता तया। व्यभिचारेच्छया नार्या सा साध्वी ताडिता भृशम्
भग्ना दंतास्तया तस्या अत्यंतं ताडिता ध्रुवम्। सा मातृरहिता नारी मग्ना वै शोकसागरे ॥३२॥
त्यक्त्वा गृहं रुरोदार्ता दुःखितानन्यमानसा। अहो दुःखं महादुःखमीश्वरेण निपातितम्॥३३॥
किं करोमि क्व गच्छामि शरणं किं भवेन्मम। इत्थं विलपति बाला दुःखभारयुता सती ॥३४॥
लोकैराश्वासिता सर्वैर्वासिता तद्गृहांतिके। तत्रस्था सा हि सर्वेषां गृहकार्यं करोति च ॥३५॥
उदरस्यापि भरणं करोति तत्र दुःखिता। रूपवत्या गृहे गत्वा तत्कार्यं च करोत्यपि ॥३६॥
तत्सखीभिश्च दुष्टाभिस्तर्जितापि पुनः पुनः। कौटिल्यं नैव जानाति न च जानाति दुष्टतम् ३७
केवलं शमतां धृत्वा धिया तत्सेवने रता। एवं गतः कियत्कालस्तयोर्नार्योर्यथातथम् ॥३८॥

ધણી મારી.[31] ખરેખર તેણીના બહુ મારવાથી તેના દાંત ભાંગી ગયા. માતારહિત તે સ્ત્રી શોકસાગરમાં ડુબી ગઇ.[32] દુઃખી એવી તે ઘર બહાર નીકળી દુઃખિત મને કરી રોવા લાગી કે, 'અરે! ઇશ્વરે મારાપર મહાદુઃખ નાખ્યું.[33] હવે મારે શું કરવું? ક્યાં જવું? મારૂં શરણ કોણ?' એ રીતે શોક કરતી તે બાલા દુઃખના ભારથી દબાઇ ગઇ,[34] સર્વ મનુષ્યોએ તેને ધીરજ આપી અને સમીપમાં બીજા ગૃહમાં રાખી. ત્યાં રહીને તે સર્વ લોકોનું કામકાજ કરવા લાગી.[35] ત્યાં આગળ દુઃખી એવી તે પેટનું ભરણ પોષણ કરવા લાગી અને રૂપવતીના ઘરનું કામકાજ પણ કરવા લાગી.[36] રૂપવતીની દુર્જન સખીઓથી પુનઃ પુનઃ તિરસ્કાર પામેલી તે બિચારી કપટને જાણતી ન હતી, તેમ જ દુર્જનતાને જાણતી ન હતી.[37] કેવળ ધીરજ રાખીને બુદ્ધિવડે રૂપવતીની સેવામાં પ્રીતિ રાખતી. એ રીતે રહેતાં બન્ને સ્ત્રીઓનો ઘણો સમય વ્યતીત થયો.[38] એ પ્રમાણે કેટલોક સમય જતાં

अधिमासश्च संप्राप्तो यश्च मान्यो हरेरपि। तस्मिन्मासे तदा प्राप्ते लोकाः स्नानार्थमुद्यताः॥३९॥
सा च रूपवती स्नाने समुद्युक्ता सखीजनैः। स्नानोद्युक्तां च तां दृष्ट्वा गृहे स्थापितदेवताम् ॥४०॥
दीपसेवां परां पश्यन् मुग्धा विस्मयमागता। मुग्धा तां चैव पप्रच्छ किमिदं क्रियते त्वया॥४१॥
ब्रूहि मामपि मद्योग्यं चेद्व्रतं च करोम्यहम् ॥ ४२ ॥

रूपवती उवाच ।

मद्गृहे सखिनां मध्ये मुख्यास्ति भामिनी सदा। सारासारविचारज्ञा सर्वथा कार्यसाधिनी ४३
केवलं त्वं च मद्गेहे पिशाची पापिनी ध्रुवम्। न जानासि व्रतं पूजामुदरादन्यदेव हि ॥ ४४ ॥
इति पृष्टा च सा क्रुद्धा तिरस्कारमचीकरत्। रे मुग्धे तव नैवेदं योग्यं श्रीहरिसेवनम् ॥४५॥

હરિને પ્રિય એવો અધિક માસ આવ્યો. તે માસમાં સ્નાન દાનાદિ ધાર્મિક ક્રિયા કરવાને માટે મનુષ્યો તત્પર થયા.[૩૯] તે રૂપવતી પણ પોતાની સખીઓની સાથે સ્નાન કરવા તૈયાર થઇ. સ્નાન કરવા તૈયાર થયેલી તેને જોઇને અને ઘેર દેવનું સ્થાપન કરેલું જોઇને તથા ઉત્તમ દીવાની પૂજા વિગેરે જોઇ મુગ્ધા આશ્ચર્ય પામી અને તે રૂપવતીને પૂછવા લાગી; "તમો આ શું કરો છો? [૪૦-૪૧] મારા લાયક તે વ્રત હોય તો તે મને કહો. હું પણ તે કરીશ."[૪૨]

રૂપવતી કહે છેઃ—"મારા ઘરમાં સખીઓમાં મુખ્ય સારાસારને જાણવાવાળી અને સર્વ રીતે કામકાજને જાણવાવાળી ભામિની નામની એક સખી રહે છે.[૪૩] પરંતુ તું જ એક મારા ઘરમાં કેવળ પિશાચિણી અને પાપિણી છે કે જે વ્રત અને પૂજાને જાણતી નથી, પણ માત્ર ઉદર પોષણ કરી જાણે છે."[૪૪] આમ બોલી ક્રોધે ભરાયલી રૂપવતીએ તેનો તિરસ્કાર કર્યો અને કહ્યું:—"હે મુગ્ધે! આ હરિસેવાનું વ્રત કરવાને તું યોગ્ય નથી!"[૪૫] એ રીતે તિરસ્કાર પામેલી મુગ્ધા શોકના ભારથી વિહ્વળ થઇ, રડતી

एवं तिरस्कृता सा च शोकभारसमाकुला । रुदती च जगामाशु निंदती स्वकलेवरम् ॥४६॥
मार्गमध्ये च गच्छन्तीं शोकाम्बुपूरिताक्षिणीम् । ददर्श भामिनी नाम्ना मुख्या रूपवती सखी

भामिनी उवाच ।

हे मुग्धे तव दुःखं किं कथं रोदसि भीरुवत् । वृत्तान्तं तव मे ब्रूहि शक्तिश्चेद्धारयाम्यहम् ४८॥

मुग्धा उवाच ।

गता तव सखीगेहं दृष्टं चैव व्रतं मया । समारब्धुं ततः पृष्टा किमिदं चेति सा तदा ॥ ४९ ॥
तिरस्कारं बहुतरं मिथ्या मे सा चकार ह । अतोहं बहुशप्तास्मि जीवितं त्यक्तुमुद्यता ॥५०॥
यदि योग्या व्रते नास्मि जीवाम्यहं कथं तदा । मूर्खाया मम का हानिर्मरणे सखि मे वद५१
इत्युक्ता भामिनी सा च ईषद्धास्यसमन्विता । उवाच वचनं चेदं चेष्टागर्वाच्च पापिनी ॥५२॥

રડતી પોતાના દેહને નીંદતી જલદી પોતાને ઘેર જવા લાગી.[૪૬] માર્ગમાં જતાં જતાં અશ્રુથી પૂર્ણ નેત્ર છે એવી તે મુગ્ધાને રૂપવતીની ભામિની નામની મુખ્ય સખીએ જોઈ.[૪૭]

ભામિની પૂછે છેઃ-"હે મુગ્ધે! તુંને શું દુઃખ છે અને બીકણની માફક શા માટે રડે છે? તારૂં જે વૃત્તાંત હોય તે મને કહે અને મારાથી બનશે તો હું ઉપાય કરીશ."[૪૮]

મુગ્ધા કહે છેઃ-"હું તારી સખી રૂપવતીને ઘેર ગઈ હતી, ત્યાં મેં તેને વ્રત કરતી જોઈ ત્યારે મેં તેને પૂછ્યું કે, આ વ્રત શાનું છે?[૪૯] ત્યારે તેણે મારો બહુ તિરસ્કાર કર્યો તેથી હું દુઃખી જીવન ત્યજવાને તત્પર થઈ છું.[૫૦] જો વ્રત કરવાને હું યોગ્ય નથી તો મારૂં જીવતર શા કામનું? કારણ કે હું મૂર્ખી, મારા મરણથી શી હાનિ થવાની છે? તે હે સખી! તું મને કહે."[૫૧] એ પ્રમાણે સાંભળી પાપિણી ભામિની સહજ હાસ્ય કરીને આ પ્રમાણે ગર્વથી ચેષ્ટા કરીને કહેવા લાગી.[૫૨]

भामिनी उवाच ।

अहो दृष्टं हि धाष्टर्यं ते यत्प्राणान् त्यक्तुमुद्यता । स्वल्पाच्च कारणान्मुग्धे नैतद्योग्यं हि धीमताम्
अहं व्रतोपदेशं ते करोमि शृणु सुंदरि । मया चैव समारब्धं हितार्थं तव च ब्रुवे ॥ ५४ ॥
अयं मासो मलाख्यः स्यादत्र पूज्यो हरिः स्वयम् । स्नानं चैव तथा दानं कर्तव्यं निखिलैर्जनैः ५५
परं त्विदं रहस्यं वै तन्न जानाति कश्चन । अहं चैकाऽपि जानामि गुरुवाक्यप्रसादतः ॥५६॥
कश्चिद्योगी मम गृहे पूर्वं प्राप्तो यदृच्छया । स सेवितो मयाऽत्यर्थं प्रसन्नश्चाऽभवत्तदा ॥५७॥
तेन प्रसन्नभूतेन रहस्यं मे प्रकाशितम् । तदहं कथयिष्यामि दयया त्वयि मानिनि ॥ ५८ ॥
न कस्मैचित्समाख्येयं गुह्याद् गुह्यतरं त्विदम् । एतद्व्रतं तवैवाऽद्य दुर्भाग्यस्यैव नाशनम् ॥५९

**ખોટો વ્રતોપદેશ**

ભામિની કહે છેઃ–"હે મુગ્ધે ! તારૂં પ્રાણ તજવાનું સાહસ મેં જોયું છે, પરંતુ આવા નજીવા કારણ માટે તારા જેવી શાણીએ આમ કરવું યોગ્ય નથી.[53] હે સુંદરી ! હું તુંને વ્રતોપદેશ કરું છું તે તું સાંભળ. મેં પણ તે વ્રતનો આરંભ કર્યો છે તે તારા હિતને માટે કહું છું તે સાંભળ.[54] આ મહિનાને મલમાસ કહ્યો છે અને તેમાં હરિની સેવાનું માહાત્મ્ય છે, તેથી સર્વ મનુષ્યોએ તેમાં સ્નાન તથા દાન કરવું.[55] પરંતુ આમાં એક ગુહ્ય રહસ્ય છે તે કોઈ પણ જાણતું નથી. કેવળ હું ગુરુકૃપાથી તે જાણું છું [56] કોઈ યોગી અનાયાસે પૂર્વે મારે ઘેર આવ્યો અને મેં તેની સેવા કરી, તેથી મારાપર તે બહુ પ્રસન્ન થયો.[57] તેના પ્રસન્ન થવાથી તેણે એ રહસ્ય કહ્યું, તે રહસ્ય હે માનિનિ ! તારાપર દયા આવવાથી હું તુંને કહું છું.[58] આ અતિ ગુહ્ય રહસ્ય વારે કોઈને પણ કહેવું નહિ. આ વ્રત તારા દુર્ભાગ્યનો જરૂર નાશ કરશે.[59] આ વ્રત પ્રસિદ્ધ અને ગુહ્ય એમ બે પ્રકારે થાય છે. મનુષ્ય પ્રસિદ્ધ વ્રતને જાણે છે

द्विविधं व्रतमेतत् स्यात् प्रसिद्धं गुह्यमप्युत । लोकः प्रसिद्धं जानाति गुह्यं नैव च कश्चन ॥ ६० ॥
गुह्येन च कृतेनैव हरिस्तुष्यति तत्क्षणात् । प्रसिद्धे च कृते तस्मिन् फलं जन्मांतरे भवेत् ॥ ६१ ॥
प्रसिद्धे च व्रते चास्यं विधिः सर्वैर्निगद्यते । स्नानं स्याद्विमले तीर्थे दानं च संपुटादिकम् ॥ ६२ ॥
दीपश्चैकांतिके स्थाप्यः श्रीराधापुरुषोत्तमः । भोजने च हविष्याशी तथा दंपतिर्भोजनम् ॥ ६३ ॥
इत्यादिकं प्रसिद्धं च सर्वैर्यत् क्रियते व्रतम् । अप्रसिद्धमथो वच्मि गुह्यं मे ऋषिभाषितम् ॥ ६४ ॥
गुप्तं स्नानं सदा कार्यं मासपर्यंतमेव हि । दृष्टं केनचिदेवेह व्रतस्य खंडनं भवेत् ॥ ६५ ॥
तस्मात् गुप्तं प्रकर्तव्यं स्नानं तन्मलसंयुते । जले मलिम्लुचप्रीत्यै चैतन्मे गुह्यभाषितम् ॥ ६६ ॥
यथायथा जले तु स्यान्मलो दुर्गंधिकस्तथा । तथातथा हरिः शीघ्रं तुष्येदित्येष निर्णयः ॥ ६७ ॥

પણ ગુહ્ય વ્રતને કોઇ જાણતું નથી.[૬૦] ગુહ્ય વ્રત કરવાથી હરિ તત્કાળ પ્રસન્ન થાય છે અને પ્રસિદ્ધ વ્રતનું ફળ બીજા જન્મમાં મળે છે.[૬૧] પ્રસિદ્ધ વ્રતનો વિધિ–નિર્મળ જળમાં સ્નાન, સંપુટાદિકનું દાન સર્વ લોકો જાણે છે.[૬૨] શ્રીરાધા પુરુષોત્તમનું અને એકાંતમાં દીવાનું સ્થાપન કરવું અને હવિષ્યાન્નનું ભોજન કરવું તથા સત્પાત્ર બ્રાહ્મણ પતિપત્નીને જમાડવાં.[૬૩] એ પ્રમાણે પ્રસિદ્ધ વ્રત સર્વ મનુષ્યો કરે છે અને ઋષિએ મને કહેલો ગુહ્ય વ્રતનો વિધિ મારી પાસેથી તું સાંભળ.[૬૪] તેમાં હમેશાં એક માસ પર્યંત ગુપ્ત રીતે સ્નાન કરવું અને સ્નાન કરતાં કોઇ જુએ તો વ્રતનો ભંગ થયો મનાય છે.[૬૫] એટલા માટે મલવાળા જળમાં મલ માસની પ્રીતિ માટે ગુપ્ત મલસ્નાન કરવું, એ ગુપ્ત રહસ્ય હું તને કહું છું.[૬૬] જેમ જેમ જળમાં દુર્ગંધ વધારે હોય તેમ તેમ હરિ શીઘ્ર પ્રસન્ન થાય છે, એવો નિર્ણય છે.[૬૭] ભોજનમાં કડવા તથા તીખા પદાર્થો લેવા અને પૂજા પીપળાની કરવી તથા તેના પાનના પડિયામાં

भोजनं तिक्तकटुकं नान्यत् किंचिन्मतं किल। पूजनं पिप्पलस्याऽपि दानं पत्रपुटस्य च ॥६८॥

एतद्व्रतं संप्रति मे प्रदिष्टं दया यतो मे त्वयि चाऽऽविरासीत् ।
अनेन चीर्णेन च शीघ्रमेव हरिः प्रसन्नो भवतीति सत्यम् ॥ ६९ ॥
करोम्यहं चैतदपि स्वयं व्रतं, तुभ्यं समाख्यातमपि कृपावशात् ।
त्वं वै कुरुष्व व्रतमेतदेव हरिः प्रसन्नस्तव संभविष्यति ॥ ७० ॥

इति श्रीपुरुषोत्तममाहात्म्यांतर्गतमुग्धोपाख्याने प्रथमोऽध्यायः ॥ १ ॥

દાન આપવું, આ સિવાય બીજો મત નથી.[૬૮] આ વ્રત તારાપર દયા આવવાથી મેં તને કહ્યું અને તે વ્રતના પ્રભાવે કરી હરિ સત્વર પ્રસન્ન થશે તે તારે સત્ય જાણવું.[૬૯] દયા જાણી તને સારી રીતે કહેલું આ વ્રત હું પણ કરૂં છું. અને તું પણ તે વ્રત કર કે જેથી તારાપર હરિ પ્રસન્ન થશે!"[૭૦]

ઇતિ શ્રીપુરુષોત્તમ માહાત્મ્ય વિષે મુગ્ધોપાખ્યાનમાં અધ્યાય ૧ લો સમાપ્ત



सूत उवाच । द्वितीयोऽध्यायः ॥

एवमुक्त्वा तथेत्याह मुग्धा सा विप्रलम्भिता। कौटिल्याज्ञा हि सा बाला गृहे गत्वा तथाऽकरोत्
कुटिला भामिनी साऽपि रूपवत्या गृहं गता । वृत्तान्तं कथयामास मार्गे जातं तया सह ॥
रूपवत्यादिकाः सख्यः श्रुत्वा वृत्तान्तमद्भुतम् ॥ २ ॥
गर्हयामास चाऽत्यंतं तां बुद्धिरहितां सतीम्। मुग्धा साऽथ गृहं गत्वा हर्षवेगयुता सती॥३॥
व्रतस्यारंभणं चक्रे यथोक्तं दुष्टया तया । पश्चाद्रात्रौ समुत्थाय शौचाभाववती सती ॥ ४ ॥
स्नानार्थं सा जगामाऽथ चैकांते मुक्तचिह्नका । सा गत्वा च गृहाद्दूरं कस्यचिद्गृहसन्निधौ॥५॥

## અધ્યાય ૨ જો-ભામિનીનો કુટિલ ભાવ

### પૂર્ણ શ્રદ્ધાથી મુગ્ધાએ કરેલું ખોટું વ્રત

સૂત કહેવા લાગ્યા:–આ પ્રમાણે કહેવાથી છેતરાયલી પેલી મુગ્ધાએ કહ્યું: 'બહુ સારૂં, હું તે પ્રમાણે કરીશ.' કુટિલપણાને ન જાણનારી (ભોળી) બાળા ઘેર જઇને તે પ્રમાણે કરવા લાગી.[૧]

આ તરફ કુટિલ ભામિની પણ રૂપવતીને ઘેર ગઈ અને રસ્તામાં જે પ્રમાણે મુગ્ધા સાથે જે વાત થઈ હતી તે રૂપવતીને કહી સંભળાવી. રૂપવતીની બીજી સખીઓ પણ આ અદ્ભુત વૃત્તાંત સાંભળી,[૨] પેલી બુદ્ધિ રહિત મુગ્ધાની અત્યંત નિન્દા કરવા લાગી. બીજી તરફ હર્ષના વેગથી મુગ્ધા ઉતાવળી ઉતાવળી ઘેર ગઈ.[૩] અને પેલી દુષ્ટ ભામિનીના કહ્યા પ્રમાણે વ્રતનો આરંભ કર્યો. પાછલી રાત્રિએ ઉઠીને, શૌચકર્મ કરી,[૪] એકાંતમાં વસ્ત્રઆદિ મુકી સ્નાન કરવા અર્થે બહાર નીકળી, તે પોતાના ઘરથી થોડે દૂર કોઇના ઘર આગળ આવી લાગી.[૫]

दृष्ट्वा खातं हि दुर्गंधं स्नानं चक्रे शनैःशनैः । अज्ञाता केनचित्स्नानं कृत्वा श्रीकृष्णमानसा६
जगाम पिप्पलोपस्थं स्मरंती भामिनीवचः । तत्र गत्वा यथाबुद्धि पूजयामास तं मुदा ॥७॥
पुरुषोत्तमः प्रसन्नोऽस्तु व्रतेनाऽनेन मे हरिः । एवमुक्त्वा गृहं गत्वा पुनः स्नानं चकार सा८
कूपोदकेन मलिनं शरीरं शोधयिष्यति । आहारश्च तथा चक्रे कटुस्तिक्तस्तथाऽम्लकः ॥९॥
एवं व्रतं समारब्धं तया श्रद्धासमन्वितम् । एवं सा कुर्वंती बाला भामिनीवाक्यनोदिता॥१०
विहिताऽविहितं किंचिन्न जानाति स्म सर्वथा । इत्थं प्रवर्तमानायास्तस्याः श्रीपुरुषोत्तमः११
मासः संपूर्णतां प्राप्तो मुग्धा हर्षान्विताऽभवत् । अथांतिमेऽह्नि सा बाला भामिनीगेहमागमत्

દુર્ગંધથી ભરેલું એક ખાબોચીયું (ખાડો) જોઈ તેણે તેમાં ધીમે ધીમે સ્નાન કરવા માંડયું. તે ભોળી મુગ્ધા કૃષ્ણનું મનમાં ચિંતન કરતી,[6] સ્નાન કરી, ભામિનીનાં વચનો સંભારી સમીપમાં રહેલા પિપળાના ઝાડ આગળ ગઈ. ત્યાં આગળ જઈ પોતાની બુદ્ધિ અનુસાર તે પિપળાની આનંદથી પૂજા કરવા માંડી.[7] "હે પુરૂષોત્તમ! મારા આ વ્રતથી આપ પ્રસન્ન થાઓ." એ પ્રમાણે કહી પોતાને ઘેર જઈ પાછું સ્નાન કર્યું.[8] કુવાના પાણીથી મલીન થયેલું શરીર તે ધોતી હતી; કડવું, તીખું તથા ખાટું ભોજન તે કરતી હતી.[9] આ પ્રમાણે ભામિનીના કહેવા પ્રમાણે તે ભોળી બાળાએ વ્રતનો સમારંભ શ્રદ્ધાથી કર્યો.[10] આ વ્રતમાં શું યોગ્ય છે અને અયોગ્ય છે તે વિષે તે કાંઈ પણ જાણતી નહતી. આ પ્રમાણે કરતાં કરતાં તો તેનો શ્રીપુરુષોત્તમ[11] માસ સંપૂર્ણ થવા આવ્યો ત્યારે મુગ્ધા હર્ષથી ઘેલી થવા લાગી. હવે માસના છેલ્લા દિને મુગ્ધા ભામિનીને ઘેર ગઈ.[12]

तया पृष्टं कथं मुग्धे व्रतं ते पूर्णतां गतम् । ते यथार्थं च मे ब्रूहि भामिन्यग्रे निवदितम्॥१३॥
तथापि दुष्टा कौटिल्या चेदमेव वचोऽब्रवीत् ॥ १४ ॥

भामिनी उवाच ।

साधु मुग्धे व्रतं चैतत् त्वया सर्वं समापितम् । ममाऽपि विघ्नबाहुल्यात्पूर्णतां न गतं व्रतम्१५
तवेश्वरकृपालेशात्पूर्णमेवाऽभवद्व्रतम् । अथोद्यापनमस्य त्वं कर्तुमर्हसि सुंदरि ॥ १६ ॥
एवमुक्ता च सा प्राह कौटिल्याज्ञा च तां प्रति । कथमुद्यापनं कार्यं सखि मे ब्रूहि विस्तरात्॥१७॥

भामिनी उवाच ।

उद्यापनविधिस्त्वेवं रूपवत्या गृहे यथा॥विशेषोऽस्मिन् व्रते यः स्यात् तन्निबोधाद्य सुंदरि॥१८॥

**ઉદ્યાપન કરવાને દેવની આજ્ઞાની જરૂર**

ભામિનીએ પૂછ્યું:–"હે મુગ્ધે! તેં જે પ્રમાણે વ્રત પૂર્ણ કર્યું, તેનું સર્વ વૃત્તાંત મને કહે." મુગ્ધાએ ભામિની આગળ જે પ્રમાણે પોતે વ્રત કર્યું હતું તે નિવેદન કર્યું.[૧૩] ત્યારે તે દુષ્ટ અને કુટિલ ભામિની આ પ્રમાણે બોલી:–[૧૪] ભામિનીએ કહ્યું; "હે મુગ્ધે! ઠીક થયું કે તેં તો સર્વ વ્રત સમાપ્ત કર્યું. પણ મારૂં વ્રત તો બહુ અડચણો આવવાથી પૂર્ણ થયું નહિં.[૧૫] ઈશ્વરની કૃપાથી તારૂં વ્રત પૂર્ણ થયું છે, માટે હે સુંદરી! હવે તું વ્રતોદ્યાપન કરવાને લાયક થઈ છે."[૧૬] આ પ્રમાણે કહ્યું ત્યારે કુટિલતાને ન જાણનારી મુગ્ધાએ તેને પૂછ્યું કે: "હે સખિ! ઉદ્યાપન કેમ કરવું તે મને વિસ્તારથી કહે."[૧૭]

ભામિનીએ કહ્યું:–"રૂપવતીને ઘેર તો આ પ્રમાણે ઉદ્યાપન વિધિ થઇ, પણ હે સુંદરી! તે વ્રતની વિશેષ વિધિ આ પ્રમાણે છે તે તું સાંભળ.[૧૮] પહેલાં તો તારે પિપળાના વૃક્ષ સમીપમાં જઇ

आदौ पिप्पलवृक्षस्य समीपे स्थायिता त्वया। यत्र पूजा कृता पूर्वं नान्यत्रेति हि निर्णयः॥१९॥
प्रष्टव्योऽसौ त्वया देवः पिप्पलः पुरुषोत्तमः। देवदेव जगन्नाथ पूर्णं चेद्व्रतमद्य मे ॥२०॥
उद्यापनविधौ देव त्वमाज्ञां देहि मे प्रभो। यद्युत्तरं हरिर्दद्यात् सफलस्ते परिश्रमः ॥ २१ ॥
अन्यथा तव मिथ्या सः श्रमश्चेति मतिर्मम। दत्तायां हरिणाऽऽज्ञायां वक्तव्योऽसौ हरिस्त्वया२२
श्वः समं देवदेवेश देव्या राधिकया प्रभो। मत्पूजा संग्रहार्थाय स्वागंतव्यं गृहे मम ॥ २३ ॥
एवमुक्त्वा गृहं गत्वा वाच्या रूपवती त्वया। पाकादिकं हि साहित्यं सा सर्वं कारयिष्यति॥२४
ततः संभोजनीयास्ते विप्रा वै हरिणा सह। संपुटानि च देयानि तेभ्यः पर्णोद्भवानि च ॥२५॥

ઉભાં રહેવું અને ત્યાં જ પૂર્વે કરી હતી તે જ પ્રમાણે પૂજા કરવી. બીજી જગ્યાએ કરવી નહિ એવો નિર્ણય છે.[१९] પિપળાના રૂપમાં રહેલા શ્રીપુરુષોત્તમ દેવને તારે પૂછવું કે, "હે દેવના દેવ, જગતના નાથ, મારૂં આ વ્રત જો આજે પૂર્ણ થયું હોય,[२०] તો હે પ્રભો! હે દેવ! મને ઉદ્યાપન વિધિ કરવાની આજ્ઞા આપો." જો હરિએ તને ઉત્તર આપ્યો તો જાણજે કે તારો પરિશ્રમ સફળ થયો છે.[२१] જો તેમ ન થાય તો, માનવું કે, તારો શ્રમ મિથ્યા થયો છે.

જો હરિ તને આજ્ઞા આપે તો હરિને તારે કહેવું કે:[२२] "હે પ્રભો! હે દેવના દેવ! આવતી કાલે તમારે દેવી રાધિકા સાથે મારે ઘેર મારી પૂજા સ્વીકારવા પધારવું.[२३] આ પ્રમાણે શ્રીહરિને કહી, ઘેર જઈ, રૂપવતીને કહેવું. અને રસોઇ વિગેરે સાહિત્ય તે સર્વ તારે માટે કરશે.[२४] ત્યાર પછી શ્રીહરિ સાથે
२ બ્રાહ્મણોને પણ જમાડવા અને તે સર્વને પાંદડાનાં સંપુટનાં દાન આપવાં.[२५] આ પ્રમાણે કરવાથી તારા

एवं कृते हरिस्ते स्यात्प्रसन्नश्चेति साऽवदत्। तच्छ्रुत्वा भामिनीवाक्यं जानाति तथ्यमवे तत् २६
ततो गत्वा गृहं मुग्धा हर्षनिर्भरमानसा। जगाम पिप्पलोपस्थं पुनस्तद्वाक्यवंचिता ॥ २७ ॥
तत्र गत्वाऽथ संपूज्य ह्युवाच वचनं हितम् ॥ २८ ॥

मुग्धा उवाच ।

देवदेव जगन्नाथ पूर्णं चेद्व्रतमद्य मे । उद्यापनविधौ देव त्वमाज्ञां देहि मे प्रभो ॥ २९ ॥
पुनः पुनरिदं वाक्यं मुग्धा च तस्य सन्निधौ। बहुधोक्तेऽपि च तया वचने पिप्पलो यदा ॥३०॥
नोवाच किंचिद्वचनं तदा मुग्धाऽतिदुःखिता ।विचारे तु परा ह्यासीत्कोऽपराधोऽस्ति मे यतः३१
कृतं व्रतं च मे पूर्णं न च तत्पूर्णतां गतम्। अहो मिथ्या श्रमो जातो न प्रसन्नो हरिर्यतः ३२

ઉપર શ્રીહરિ પ્રસન્ન થશે," એમ ભામિનીએ કહ્યું. આ પ્રમાણે ભામિનીનાં વચનો સાંભળી તે તેને સત્ય માનવા લાગી.[૨૬] ઘેર જઈ હર્ષથી ભરેલાં મનવાળી અને તેના વાકયોથી ઠગાયલી મુગ્ધા ફરી પાછી તે પિપળા સમીપ ગઈ.[૨૭] ત્યાં આગળ જઇ યથાવિધિ તેનું પૂજન કરી હિત વચન બોલવા લાગી.[૨૮]

મુગ્ધા બોલી:–"હે દેવના દેવ ! જગતના નાથ ! જો આ મારૂં વ્રત પૂર્ણ થયું હોય તો, હે પ્રભો ! મને તમો ઉદ્યાપન વિધિ કરવાની રજા આપો!"[૨૯] આ વાકયો તેની સમીપમાં વારંવાર મુગ્ધા બોલવા લાગી. અને તે પીપળાને બહુવાર કહ્યું.[૩૦] જયારે તે પીપળો કાંઇ પણ વચન બોલ્યો નહિ ત્યારે મુગ્ધા અત્યંત દુઃખ પામવા લાગી અને વિચાર કરવા લાગી કે 'શું આમાં મારો કોઇ અપરાધ તો થતો નથી ને ?[૩૧] શું આ મારૂં કરેલું વ્રત પરિપૂર્ણ થયું નથી ? અરે, મારો શ્રમ મિથ્યા થયો છે. કારણ કે તેથી હરિ પ્રસન્ન થયા નહિ.[૩૨] દુષ્ટ, દુર્ભાગિણી, પાપિણી, પાપનિષ્ઠાવાળી મને ધિક્કાર હો. માઇં કરેલું બધું વ્રત



[illegible] બોલી: "હે દેવ,...મને ઉદ્યાપનવિધિ કરવાની રજા આપો..."

धिङ्मां दुष्टां च दुर्भाग्यां पापिणीं पापनिश्चयाम् ।मत्कृतं च व्रतं सर्वं हरिर्गृह्णाति नैव च॥३३॥
सविधानं यथोक्तं च व्रतं चैव कृतं मया । तथापि न प्रसन्नोऽभूत् हरिर्मे भाग्यनिश्चयात् ३४
अतो मया जीवितव्यं नातः परमिति ध्रुवम् । मरणं च वरं मन्ये न च मे जीवितं वरम्॥३५॥
एवं तदा विनिश्चित्य मरणाय कृतोद्यमा । तदा तु हरिणेत्थं च मानसे सुविचारितम्॥३६॥
अहो मूढापि नारीयं मम भावैकमानसा । दुष्टया प्रेरिताऽप्येवं मद्भावं न जहाति च ॥३७।
भामिनीवचनेऽप्येवं कुटिलापि च सर्वथा । न जहाति च विश्वासमतो धन्या मनस्विनी३८॥
मया प्रसन्नता कार्या यतोऽस्या भावभाविता। मनो मयि निबद्धं च किंन्यूनं मयि मानसे३९

હરિ સ્વીકારતા નથી.[૩૩] મેં વિધિપુરઃસર વ્રત કર્યું તો પણ મારા દુર્ભાગ્યના જોરથી હરિ પ્રસન્ન થયા નહિં.[૩૪] તેથી ખરેખર મારા જીવતરનું કાંઈ પ્રયોજન નથી જ. મારે માટે તો મરણ જ સારૂં છે, માટે મારે જીવવું સારૂં નથી.'[૩૫]

### હરિનું પ્રસન્ન થવું

આ પ્રમાણે જ્યારે તે મરવાનો નિશ્ચય કરી, આપઘાત કરવા તત્પર થઇ ત્યારે પરમ કૃપાળુ એવા શ્રીહરિએ મનમાં વિચાર કરવા માંડ્યો કે,[૩૬] 'અરે, આ નારી મૂઢ છે, તો પણ મારા વિષે અનન્ય ભાવવાળી છે. જો કે, દુષ્ટાએ તેને પ્રેરેલી છે તો પણ મારા ઉપરના ભાવને છોડતી નથી.[૩૭] જો કે ભામિનીનાં વચન કુટિલતાથી ભરેલાં છે તો પણ તેનાપરથી તે વિશ્વાસ છોડતી નથી માટે આ મનસ્વિની નારીને ધન્ય છે ![૩૮] મારે તેણીના ભાવને લઇને પણ તેને પ્રસન્ન કરવી જોઇએ, તેણીએ મારામાં તેનું મન પરોવેલું છે. હવે મારી ભક્તિ માટે બાકી શું રહે છે ?[૩૯] જેઓનું મન મારામાં બદ્ધ થયું છે, તેઓમાં

येषां मयि मनो बद्धं न तेषां न्यूनमेव हि। एषां भावो न च मयि व्यर्थं तत्कर्म बह्वपि ॥४०॥
यद्यहं नोत्तरं दद्यां पिप्पलादपि किंचन । तदेयं सर्वथा मुग्धा मरिष्यति न संशयः ॥४१॥
अस्यां च म्रियमाणायां नोत्तरं च ददाम्यहम् । क्व मे सर्वगतत्वं च क्व मे भक्तप्रियाभिधा ४२

इत्थं विचार्य हरिणा खलु सा तदानीं, मुग्धा स्वदेहसुतिरस्करणैकभावा ।
मुग्धेऽभ्यधायि खलु पिप्पलरूपिणा वै, पूर्णं व्रतं तव यथा न तथाऽन्यदीयम् ॥ ४३ ॥
गृहं गच्छ प्रिये शीघ्रं कुरु चोद्यापनं शुभम् । अहमप्यागमिष्यामि श्वस्ते गेहे न संशयः ॥४४॥
एवमेव त्वया वाच्यं कयाचित्प्रष्टमानया । दूरदेशान्मम भ्राता मद्गेहमागमिष्यति ॥ ४५ ॥
अतो मयापि गंतव्यं सह तेन पितुर्गृहम् । अतो मे बहुलो हर्ष इति वाच्यं जनान्प्रति ॥४६॥

કાંઇ ન્યૂન રહેતું નથી. જેઓનો ભાવ મારામાં નથી, તેઓનું સર્વ કરેલુ કર્મ પણ વ્યર્થ છે.[૪૦] જો હું આ પિપળામાંથી કશો પણ જવાબ નહિ આપું તો આ મુગ્ધા જરૂર મરણ પામશે તેમાં સંશય નથી.[૪૧] જો હું પિપળામાથી જવાબ નહિ આપું તો આ મુગ્ધા સર્વથા મરણ પામશે તો મારા સર્વગતપણાનું શું? અને મારું "ભક્તપ્રિય" એવા નામનું સાર્થકપણું પણ શું?"[૪૨]

આમ શ્રીહરિએ વિચાર કર્યો તે વખતે પેલી મુગ્ધા પોતાના શરીરનો અત્યંત તિરસ્કાર કરવા લાગી; તેટલામાં તો પીપળારૂપે રહેલા હરિએ મુગ્ધાને સંબોધીને કહ્યું કે, "આ તારું વ્રત કે જેવું બીજા કોઇએ કર્યું નથી તે પૂર્ણ થયું છે.[૪૩] હે પ્રિયે! ઘેર જલદી જા અને સારી રીતે ઉદ્યાપન વિધિ કર. હું પણ આવતી કાલે તારે ઘેર આવીશ, તે વિષે તું સહેજ પણ શંકા રાખીશ નહિ.[૪૪] જો તને કોઇ પૂછે તો તારે એમ જ કહેવું કે, 'દૂર દેશાવરથી મારો ભાઇ આવવાનો છે.[૪૫] મારે પણ તેના સાથે પિતાને ઘેરે જવાનું છે, અને તેથી મને બહુ હર્ષ થાય છે' એ પ્રમાણે તારે જે લોક પૂછે તેને કહેવું.[૪૬]

 

इत्थमुक्ते हरौ तस्मिन्विरते सा तदाऽबला । गृहं गत्वा हर्षयुक्ता चकारोद्यापने स्पृहाम्॥४७॥
पुनश्च भामिनीगेहं जगाम त्वरिता हि सा । उद्यापनविधिं प्रष्टुं हर्षनिर्भरमानसा ॥ ४८ ॥
पप्रच्छ च विधिं सर्वमुद्यापनसमुद्भवम् । सखि कार्यं कथं ब्रूहि विधिमुद्यापनस्य च ॥४९॥
एवमुक्ता भामिनी सा कुटिला पुनरब्रवीत् । पिप्पलं मंत्रयस्वादौ पश्चाद्वक्ष्ये विधिं तव॥५०॥
एवमुक्ताऽथ सा प्राह मुग्धा निष्कपटं तदा । यज्जातं तत्र वृत्तांतं तथ्यं मेने न सा युतम्॥५१॥
मुग्धोक्तं वचनं श्रुत्वा विस्मिता भामिनी तदा। विचारे तु परा ह्यासीदनया किं प्रभाषितम्५२
केनचिच्चैव धूर्तेन वचस्यस्याः श्रुते सति । भविष्यत्युक्तमेवेति निर्णयो मे न संशयः ।५३॥

આ પ્રમાણે શ્રીહરિ જ્યારે કહીને વિરામ્યા ત્યારે તે અબળા હરખાતી હરખાતી ઘેર જઇ ઉદ્યાપન વિધિ કરવાને માટે ઉત્સુક થઇ.[૪૭] ફરી પાછી તે જલદીથી ભામિનીને ઘેર ગઇ અને હર્ષિત મનવાળી તેણીએ તેને ઉદ્યાપનનો વિધિ કેમ કરવો તે પૂછ્યું.[૪૮] ઉદ્યાપન કરવામાં જે વિધિ હોય છે તે સર્વ વિધિ તેણે પૂછ્યો; 'હે સખી, ઉદ્યાપનનો વિધિ કેવા પ્રકારે કરવો, તે મને કહે.'[૪૯]

આ પ્રમાણે પૂછ્યું ત્યારે પેલી કુટિલ ભામિની ફરીથી કહેવા લાગીઃ—'પ્રથમ તો તું પિપળાને મંત્રે કરી બોલાવ, પછી હું તને વિધિ કહીશ,'[૫૦] જ્યારે આમ કહ્યું ત્યારે મુગ્ધાએ નિષ્કપટપણે પિપળા પાસે જે પ્રમાણે બન્યું હતું તે બધું વૃત્તાંત તેને સત્યપણે કહ્યું, પણ તે ભામિનીને ખરૂં લાગ્યું નહિ.[૫૧]

મુગ્ધાનાં આ વચન સાંભળીને ભામિની તો વિસ્મય જ પામી ગઇ, અને વિચાર કરવા લાગી કે, "આ મુગ્ધાએ શું કહ્યું ?[૫૨] કોઈ એક ધુતારાએ વચન સાંભળીને આ મુગ્ધાને 'આ તારૂં વ્રત બરોબર થયું છે' એમજ કહ્યું હશે એમ મને તો ભાસે છે."[૫૩]

विचार्यमाणया चेत्थं भामिन्या दुष्टया तया । मुग्धा शृणु त्वं मे मुग्धे मुग्धे मद्वाक्यमादरात् ५४
रूपवत्या गृहं गत्वा वक्तव्या सा त्वया पुनः । निमंत्रयस्व विप्रास्त्वमष्टोत्तरशतं ध्रुवम्॥५५॥
निमंत्रितेषु विप्रेषु तथा प्रातर्हरिस्त्वया । पिप्पलः पूजनीयो वै गृहमागत्य वै ततः ॥५६॥
मोदकश्चैकः कर्तव्यः सपादप्रस्थमानतः । गुडादिभिश्च संयुक्तः स्थाप्यो निर्मलभाजने ५७॥
आगतेषु च सर्वेषु संस्थितेषु द्विजेषु च । पुरुषोत्तमस्तव भ्राता यदा यास्यति मानिनि॥५८॥
तदा वाच्यस्त्वया भद्रे सर्वान्संभोजयस्व च । अष्टोत्तरशतं विप्रान् भोजयेत्पुरुषोत्तमः ॥५९॥
एतावता मोदकेन तदा पूर्णं व्रतं तव । नान्यथेति न कस्यापि समाख्येयमिदं त्वया ॥६०॥

## ઉદ્યાપન વિધિ

આ પ્રમાણે દુષ્ટ ભામિનીએ જ્યારે વિચાર કરવા માંડ્યો ત્યારે તેણે મુગ્ધાને કહ્યું કે, "હે મુગ્ધા! જે હું કહું છું તે તું ધ્યાન પૂર્વક આદર સહિત સાંભળ.[૫૪] રૂપવતીને ઘેર જઈને તારે પુનઃ તેને કહેવું કે 'ખરેખર એકસો ને આઠ બ્રાહ્મણોને તું નિમંત્રણ કર.'[૫૫] વિપ્રોને નિમંત્રણ કર્યાં પછી સવારે હરિ તથા પિપળાને તારે પૂજવા અને પછી ઘેર આવીને,[૫૬] સવા શેરનો, ઘી તથા ગોળ વિગેરે મિશ્ર કરીને એક જ લાડવો બનાવવો અને તે એક નિર્મળ વાસણમાં મૂકી રાખવો.[૫૭] જ્યારે નિમંત્રણ આપેલા સર્વ બ્રાહ્મણો પધારે, અને જ્યારે, હે માનિની, તારા ભાઈ પુરુષોત્તમ આવે,[૫૮] ત્યારે તારે તેને કહેવું કે 'હે ભદ્રે, આ સર્વ વિપ્રોને ભોજન કરાવો' એટલે તે પુરુષોત્તમ એકસો ને આઠ બ્રાહ્મણોને ભોજન કરાવશે.[૫૯] આ આટલા એક લાડુથી જ તારું વ્રત પૂર્ણ થશે. બીજા કશાની કાંઈ જરૂર નથી. આ મારું કહેવું તારે બીજા કોઈને પણ કહેવું નહિ."[૬૦]

एवमुक्ता तया मुग्धा दुष्टभावमजानती । प्रेरयामास विप्राणां निमंत्रणविधौ तदा ॥ ६१ ॥
तया रूपवती सत्या प्रेरिता तन्निमंत्रणे । तर्जयामास तां मुग्धावृत्तांतं चाप्यजानती ॥ ६२ ॥

रूपवती उवाच ।

रे मूढे त्वं कथं विप्रान् भोजयिष्यसि तद्वद । त्वद्गेहे भोजन नास्ति तव चोदरपूरणे ॥ ६३ ॥
अतोऽहं न गमिष्यामि विप्राणां च निमंत्रणे । गच्छ गृहं हि निर्लज्जे यथारुचि तथा कुरु ॥ ६४ ॥
एवं निर्भर्त्सिता बाला दुःखिता स्वगृहं गता । विप्रान्निमंत्रयामास स्वयमेव तदाखिलान् ॥ ६५ ॥
निमंत्रितेषु विप्रेषु रूपवत्या श्रुतं हि तत् । सापि विप्रांस्तदा द्वेषान्निमंत्रणमथाकरोत् ॥ ६६ ॥
तद्गेहे च तदाप्यासीदुद्यापनविधिर्यत, । तया निमंत्रिताःपूर्वं ततश्चान्ये निमंत्रिताः ॥ ६७ ॥

આ પ્રમાણે તેના દુષ્ટ ભાવથી અજાણ મુગ્ધાને બ્રાહ્મણોને નિમંત્રણ કરવાને ભામિનીએ પ્રેરી.[૬૧] જ્યારે તે સતી મુગ્ધાએ રૂપવતીને બ્રાહ્મણોને નિમંત્રણ કરવાને કહ્યું ત્યારે મુગ્ધાના વૃત્તાંતથી અજાણ તે રૂપવતીએ મુગ્ધાનો તિરસ્કાર કર્યો.[૬૨]

રૂપવતી બોલી:-"રે મૂઢ, તું બ્રાહ્મણને કેવી રીતે ભોજન કરાવીશ તે કહે. તારે ઘેર તો તારા પેટના પૂરતું પણ ભોજનનું ઠેકાણું નથી.[૬૩] માટે બ્રાહ્મણોને નિમંત્રણ કરવા માટે હું તો કંઇ જતી નથી. હે નિર્લજ, તું તારે ઘેર જા અને "તુંને ફાવે તેમ કર."[૬૪] આ પ્રમાણે તિરસ્કારાયલી તે બાળા દુ:ખી થતી પોતાને ઘેર ગઇ. પછી સર્વ વિપ્રોને પોતે જ ભોજન માટે નિમંત્રણ આપી આવી.[૬૫] રૂપવતીએ જ્યારે સાંભળ્યું કે મુગ્ધાએ તો બ્રાહ્મણોને ભોજન માટે નિમંત્રણ આપી દીધું છે ત્યારે તેણે પણ મુગ્ધાપરના દ્વેષથી બ્રાહ્મણોને પોતાને ત્યાં ભોજન માટેનાં નોતરાં દીધાં[૬૬] કારણ કે તેને ઘેર ઉદ્યાપન વિધિ કરવાની હતી, તેથી તેણીએ પણ મુગ્ધાએ નિમંત્રણ કરેલા સિવાયના બીજા વિપ્રોને નિમંત્રણ આપ્યું.[૬૭]

द्वाभ्यां निमंत्रितेष्वेव विप्रेषु च ततःपरम् । दिवसश्च समायातो यतश्चोद्यापनं तदा ॥ ६८ ॥
रूपवत्या कृतः सर्वो ह्युद्यापनविधिः स्फुटम् । पूजा कृता विशेषेण महागर्वयुताऽभवत् ॥६९॥
ततस्तद्दिवसे प्राप्ते पाकः षड्विधिकस्तदा । यावता एक एवेति न तृप्तिं लभते तथा ॥ ७० ॥
चिंतयामास श्रीकृष्णं हर्षनिर्भरमानसा । रूपवत्या गृहे चैवं संपूर्णः पाक एव हि ॥ ७१ ॥
येन विप्रशतं तृप्तिं यायात्तावान्कृतस्तया । किं करोमि क्व गच्छामि विचार्य मनसि स्थिता७२

इति श्रीपुरुषोत्तममाहात्म्यांतर्गतमुग्धोपाख्याने भामिनीकौटिल्यभावो
नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥

બન્નેએ વિપ્રોને નિમંત્રણ આપ્યા પછી ઉદ્યાપન વિધિનો મુકરર કરેલો દિવસ આવી પુગ્યો.६८ રૂપવતીએ તો ઉદ્યાપન કરવાની સર્વ વિધિ વિગતવાર બરોબર કરી અને ખાસ કરીને પૂજા વિધિ પણ ઘણા ગર્વથી કરી.६९ જ્યારે તે મુકરર કરેલો દિવસ આવી લાગ્યો ત્યારે એક રસથી તૃપ્તિ નહિ થાય એમ જાણી ૭ રસ (ખટરસ)ની વિધિથી રસોઇ તૈયાર કરી.७० હર્ષથી ભરેલા મનવાળી મુગ્ધા મનમાં ચિંતા કરવા લાગી કે, “રૂપવતીને ઘેર તો રસોઇ બરોબર પૂર્ણ થઈ છે.७१ અને સો બ્રાહ્મણો બરોબર તૃપ્ત થાય તેવી તેણે ગોઠવણ કરી છે. પણ હું શું કરું? ક્યાં જાઉં?” એ પ્રમાણે મનમાં વિચાર કરવા લાગી.७२

ઇતિ શ્રીપુરુષોત્તમ માહાત્મ્ય વિષે મુગ્ધા ઉપાખ્યાનમાં ભામિનીનો કુટિલ ભાવ નામનો
અધ્યાય બીજો સમાપ્ત

———:०:———

सूत उवाच। तृतीयोऽध्यायः।

एवं सिद्धेऽथ वृतान्ते मध्याह्नसमयोऽभवत्। विप्राः सर्वे समायाता भोजनार्थं द्वयोर्गृहे ॥ १ ॥
रूपवत्या गृहे विप्राः शतमामंत्रिताश्च ये। पाकं दृष्ट्वा च ते सिद्धं प्रसन्नमनसोऽभवन् ॥ २ ॥
मुग्धागृहे च ये विप्राः शतमष्टोत्तराः स्थिताः। अदृष्ट्वा पाकंसचारं सर्वे ते विस्मयं गताः ॥ ३ ॥
अन्योन्यं प्रोचिरे विप्रा वृत्तान्तं भूमिदेवताः। अहो मूर्खा वयं सर्वे मुग्धावाक्यात्समागताः ॥४॥
इयं च दुर्बला मूर्खा किमस्मान्भोजयिष्यति। गच्छामः स्वगृहान्सैव मिथ्या किं स्थीयतां द्विजाः
धन्या रूपवती नारी धन्यास्तन्मंत्रिता द्विजाः। अतः परं न विश्रंभो मूर्खाया वचसि कदा ॥६॥

## અધ્યાય ૩ જો—ભાવભૂખ્યા ભગવાનની પ્રસન્નતા

### ભક્તાધીન ભગવાન

સૂત બોલ્યાઃ—પછી આ પ્રમાણે વૃતાંત બન્યું. જ્યારે મધ્યાહ્નનો સમય થયો ત્યારે સર્વે બ્રાહ્મણો તે બન્નેના ઘેર જમવા ભેગા મળ્યા.[1] જે સો બ્રાહ્મણોને રૂપવતીએ પોતાને ઘેર જમવાને નોતર્યાં હતા તેઓ રસોઇ સારી રીતે થયેલી જોઇને પ્રસન્ન થયા.[2] આ તરફ મુગ્ધાને ઘેર જે એકસો ને આઠ બ્રાહ્મણો ભેગા થયા હતા તેઓ સર્વે રસોઇની કંઇપણ હિલચાલ ન જોવાથી ઘણા વિસ્મય પામ્યા.[3] ભૂદેવ—બ્રાહ્મણો અંદર અંદર એક બીજાને વાત કરવા લાગ્યા કે "અરે, આપણે સર્વે મુગ્ધાના બોલવામાં વિશ્વાસ રાખી અહિં આવી ખરેખર મૂર્ખા જ બન્યા છીએ.[4] આ દુબળી, મૂર્ખી મુગ્ધા આપણને શું જમાડવાની છે ? ચાલો, આપણે પોતપોતાના ઘેર ચાલ્યા જઇએ. અહિં અમસ્તા શા માટે થોભીએ ?[5] રૂપવતી નારીને ધન્ય છે. તેણે નોતરેલા બ્રાહ્મણોને પણ ધન્ય છે. હવે પછી આ મૂર્ખીના વચનમાં અમો કદી વિશ્વાસ મૂકીશું નહિ."[6]



પુરૂષોત્તમ હરિ ત્યાં આવી પુગ્યા.

एवं संभाष्यमाणेषु द्विजेषु च परस्परम् । आजगाम कृपानाथो हरिः श्रीपुरुषोत्तमः ॥७॥
रथस्थो विप्रवेशश्च भक्तैः कतिपयैर्वृतः । विप्रवेशो माधवस्य गृहं कुत्रेति वै पठन् ॥ ८ ॥
ते दृष्ट्वा दूरतो विप्रा आसनादुत्थिता निजात् । ददुश्चैवासनं तस्मै तद्रूपेणैव मोहिताः॥९॥
पप्रच्छुस्ते भवान्को वै कथमागमनं तव । एवं पृष्टो हरिः सर्वं वृत्तान्तं समवर्णयत् ॥ १० ॥
वयमुत्तरदेशीया माधवस्यैव शालकाः । देशांतरगतोऽयं वै माधवो भगिनीं मम ॥ ११ ॥
मुक्त्वा ग्रामे ततोऽस्या वै दुःखं श्रुत्वा समागताः । गृहीत्वैनां गमिष्यामो यथागतमिति स्फुटम्
एवमुक्त्वा गृहं गत्वा मुग्धा पृष्टा मुरारिणा । विप्रान्भोजय रे मुग्धे व्रतं ते सफलं कुरु ॥ १३ ॥

આ પ્રમાણે જ્યારે બ્રાહ્મણો પરસ્પર સંભાષણ કરી રહ્યા હતા તેટલામાં કૃપાળુ શ્રીપુરુષોત્તમ, હરિ ત્યાં આવી પુગ્યા.[૭] કેટલાક ભક્તોથી વિંટાયલા અને રથમાં વિપ્રના વેશમાં બેઠેલા શ્રીપુરુષોત્તમ 'માધવનું ઘર ક્યાં છે?' એ પ્રમાણે બોલતા દેખાવા લાગ્યા.[૮] તેમને દૂરથી આવતા જોઈને બ્રાહ્મણોએ પોતપોતાના આસનપરથી ઉઠીને માન આપ્યું. તેના રૂપથી મોહિત થયેલા વિપ્રોએ તેને આસન પણ આપ્યું.[૯] જ્યારે તે બ્રાહ્મણોએ તેને પૂછયું કે, 'આપ કોણ છો? આપનું આગમન શા અર્થે થયું છે?' ત્યારે આ પ્રમાણે સાંભળીને શ્રીહરિએ સર્વ વૃત્તાંત વર્ણવી કહ્યો.[૧૦] 'અમે ઉત્તર દેશમાં રહેવાવાળા છીએ અને માધવના જ સાળા થઈએ છીએ. આ મારી બેહનને અહિં ગામમાં મૂકીને માધવ દેશાંતર ગયો છે,[૧૧] તેથી આ બેહનનું દુઃખ સાંભળીને અમે અહિં આવ્યા છીએ. આને અહિંથી અમો લઈને, જે પ્રમાણે અમે આવ્યા હતા તે પ્રમાણે, જવાના છીએ એ સ્પષ્ટ છે.'[૧૨] ॥१४॥

આ પ્રમાણે કહી, ઘેર જઈ મુગ્ધાને મુરારિએ પૂછયું;–'રે મુગ્ધા! બ્રાહ્મણોને જમાડ, અને તું તારું વ્રત સફળ કર.[૧૩] હું શ્રીપુરુષોત્તમ નામનો તારો ભાઈ આવ્યો છું. આ વિપ્રોના

अहं भ्राता समायातो नाम्ना श्रीपुरुषोत्तमः । भोजयस्वैषु चैवाहं प्रसन्नःस्यामिति स्फुटम्
अतः संभोजनीयास्ते शीघ्रं मुग्धे द्विजा मुदा । एवमुक्ता ततःप्राह मुग्धा श्रीपुरुषोत्तमम् ॥ १५ ॥
परिवेष्या इमे विप्राः स्नात्वा सर्वे समागताः । न मे स्वकीयः कोऽप्यन्यो यो विप्रांश्च समर्चयेत्
एवमुक्तो हरिः सर्वानुवाच द्विजपुंगवान् । स्नातव्यं तु द्विजैः सर्वैर्भोजनार्थं समागतैः ॥ १७ ॥
एवमुक्त्वा स्वयं देवः स्नात्वा पाकस्य सन्निधौ । गत्वा ददर्श तं पाकमेकभोज्यमिति स्फुटम् ॥ १८ ॥
दृष्ट्वा विस्मयमापन्नो मुग्धा भावं हि वर्णयन् । न कस्यापि समाख्यातं वृत्तान्तं तत्कृपालुना ॥ १९ ॥

જમવાથી હું પ્રસન્ન થાઉં એ તો દેખીતું જ છે.[१४] માટે, હે મુગ્ધા! આ દ્વિજોને આનંદથી શીઘ્ર જમાડવા જોઈએ."

આ પ્રમાણે કહેવાથી મુગ્ધાએ શ્રીપુરુષોત્તમને કહ્યું:[१५] "આ સર્વે વિપ્રો સ્નાન કરીને અહિં આવ્યા છે માટે તમો તેમને પીરસો. મારો પોતાનો તમારા સિવાય કોઈ એવો બીજો સગો અહિં હાજર નથી કે જે આ સર્વ દ્વિજોની પૂજાઆદિ કરે.'[१६]

આ પ્રમાણે કહેવાથી શ્રીહરિ સર્વે શ્રેષ્ઠ બ્રાહ્મણોને કહેવા લાગ્યા 'ભોજન માટે અહિં સર્વે ભેગા થયેલા બ્રાહ્મણોએ સ્નાનઆદિ કર્મ કરવું જોઈએ તે કરી લો.'[१७] આ પ્રમાણે બોલી દેવ પોતે સ્નાન કરી રસોઈની સમીપ ગયા તો ત્યાં તેમણે ફક્ત ભોજન માટે એકજ લાડવો હતો તે સ્પષ્ટપણે જોયો.[१८] વિસ્મય પામેલા શ્રીપુરુષોત્તમ આ વસ્તુસ્થિતિ જોઈ, મુગ્ધાના કેવળ ભાવ (આસ્થા–લાગણી)નાં વખાણ મનમાં કરવા લાગ્યા, તે કૃપાળુએ આ હકિકત કોઈને પણ કહી સંભળાવી નહિં.[१९]

**આશ્ચર્યકારક ઘટના**

શ્રીભગવાને એક પત્રાવળીના પાંદડાના સો કટકા કર્યા, ત્યારે ખરેખર તેની સુવર્ણની થાળીઓ



હરિએ એક લાડવો ભાંગ્યો કે તરત જ તેના સો કટકા થઈ ગયા.

पत्रावलयश्च पत्राणि तेषां खंडाः कृताः शतम् । तावन्त्यश्चैव संजाताः पात्रसौवर्णिकाः किल ॥ २० ॥
ताः स्थापिता हि हरिणा प्रत्येकं हि द्विजाग्रतः । आसनान्यपि तावंति मृदुसौवर्णिकानि च ॥२१॥
तेषु स्थापितविप्रेषु विस्मितेषु विशेषतः । मोदकस्य विभागान् स द्विपंचाशच्चकार ह ॥ २२ ॥
तावन्ति चैव जातानि पक्वान्नानि न संशयः । ते च भक्ता हरेर्ये वै द्विजरूपैः समागताः ॥ २३ ॥
परिवेषणं तदा चक्रुर्विष्णोराज्ञाप्रपालकाः । अनूपमोऽभवत् स्वादो हरिणाऽसौ कृतो यतः ॥ २४ ॥
शालयश्च तथा शाकान्यनेकानि च तत्र वै । जातं चैव महास्वादु भुक्त्वा तु विस्मिता द्विजाः ॥ २५ ॥
अहो अनुपमः स्वादश्चाहो अनुपमं त्विदम् । भुज्यतेऽस्माभिरित्थं हि वार्तां चक्रुः परस्परम् ॥ २६

તરત જ બની ગઇ.[20] હરિએ તે સોનાની થાળીઓ પ્રત્યેક બ્રાહ્મણ સન્મુખ એક એક ગોઠવી દીધી' સારાં સોનાનાં આસનો પણ તરત જ ત્યાં ગોઠવાઇ ગયાં.[21] વિપ્રો ત્યાં બેસી ગયા ત્યારે વિશેષ આશ્ચર્ય પામ્યા; કારણ કે હરિએ જ્યારે તે એક લાડવાને ભાંગ્યો કે, તરત જ તેના સો ભાગમાં કટકા થઈ ગયા.[22] ખરેખર, તેટલામાં જ જાતજાતનાં પકવાનો પણ થઇ ગયાં. બ્રાહ્મણરૂપે જેઓ આવ્યા હતા તે સર્વે હરિના જ ભકતો હતા.[23] વિષ્ણુની આજ્ઞા પાળવાવાળા તેઓ સર્વે પીરસવા મંડી ગયા. આ રસોઇ હરિએ બનાવેલી હોવાથી તે રસોઇમાં સ્વાદ પણ અનુપમ થયો.[24] ભાત અને શાક પણ અનેક પ્રકારનાં થયાં. મહા સ્વાદવાળી રસોઇ જમીને બ્રાહ્મણો પણ વિસ્મય પામી ગયા.[25] "અહો હો ! સ્વાદ તો કાંઇ અનુપમ જ છે અને આપણે સર્વેએ જે ભોજન કર્યું તે પણ અનુપમ છે," એ પ્રમાણે પરસ્પર વાતો કરવા લાગ્યા.[26] "આ કોણ હશે ?" એટલું પણ પૂછવાને આપણામાંથી કોઇ સમર્થ દેખાતો નથી. તેની માયાથી મોહિત થયલા સર્વે 'ઘણું સારું થયું છે, ઘણું સારું થયું છે' એમ જ

कोऽयं भविष्यतीत्येवं प्रष्टुं कोऽपि न वै क्षमः। तन्मायामोहिताः सर्वे साधुसाध्विति वादिनः
एवं तृप्ता द्विजाः सर्वे मुग्धागेहे न संशयः। संपुटानि प्रदत्तानि तेभ्यश्च हरितुष्टये ॥ २८ ॥
प्रसन्नाश्च द्विजाः सर्वे वर्णयंतश्च तां पुनः। जग्मुर्गेहं यथा स्वंस्वं विस्मिताः परिचर्यया ॥ २९ ॥
अथ रूपवतीगेहे यज्जातं तन्निशामय। स्थितेषु भोजनार्थं वै द्विजेषु तत्क्षणादभूत् ॥ ३० ॥
पाकस्य चांतर्धानं हि दृष्ट्वा शोकाकुलाऽभवत्। ताः सख्यः किमहो जातमिति सर्वाश्च विस्मिताः
नूनं मुग्धापरीहासाद्धरिः क्रुद्धो न संशयः। इति मतिं समापन्नास्ताः सख्यश्च स्थिता भुवि
ब्राह्मणा विमुखा जग्मुर्निन्दंतस्तां हि पापिणीम्। अथ मुग्धां हरिः प्राह स्वयं भुक्त्वाऽथ तां पुनः

બોલી રહ્યા હતા.[27] આ પ્રમાણે મુગ્ધાને ઘેર બધા દ્વિજો તૃપ્તિ પામ્યા તેમાં કાંઈ સંશય નથી હરિ સંતોષ પામે તેટલા માટે તે સર્વેને સંપુટોનાં દાન પણ આપ્યાં.[28] પ્રસન્ન થયેલા તે દ્વિજો, તે મુગ્ધાનાં ફરી ફરી વખાણ કરતા કરતા, આ પ્રકારની પરિચર્યાથી વિસ્મય પામેલા, પોતપોતાને ઘેર ગયા.[29]

હવે રૂપવતીને ઘેર જે બન્યું તે સાંભળો, ભોજન માટે સર્વે દ્વિજો બેઠા ત્યારે ત્યાં તત્ક્ષણ એક ચમત્કાર થયો.[30] રસોઈને જ્યારે લોપ થઈ ગયેલી જોઈ ત્યારે તેની સખીઓ શોકથી આકુળ વ્યાકુળ થઈ ગઈ અને સર્વે વિસ્મય પામી કે 'અરે, આ તે શું થઈ ગયું?[31] ખરેખર મુગ્ધાની મશ્કરી કરવાથી જ હરિ ક્રોધે ભરાયા છે એમાં સંશય નથી.' એ પ્રમાણે જ્યારે તેમની બુદ્ધિએ જાણ્યું ત્યારે તે સર્વે સખીઓ ધરણીપર ઢળી ગઈ.[32] બ્રાહ્મણો બધા વિમુખ થઈ ગયા અને તે પાપિણી રૂપવતીની નિંદા પણ કરવા લાગી ગયા.

॥१६॥

આ તરફ હરિ પોતે ભોજન કરીને તે મુગ્ધાને ફરી કહેવા લાગ્યા:[33]–'હે મુગ્ધા, મારું બાકી

मच्छेषं भुक्ष्व रे मुग्धे तदा पूर्णं व्रतं तव । एवमुक्ताऽथ हरिणा शेषं मुग्धा बुभोज ह ॥ ३४ ॥
भुक्ते तदन्नमात्रे तु ज्ञानं मुग्धाऽलभत्क्षणात् । करामलकवद्विश्वं प्रकाशं चाभवत्क्षणात् ॥ ३५ ॥
ततस्तुष्टाव सा मुग्धा तं देवं हि रमापतिम् ॥ ३६ ॥

मुग्धा उवाच ।

नमामि ते पदाम्बुजं महौघपंकच्छेदकम् । शुभप्रदं रमायुतं सुभक्तिमुक्तिदायकम् ॥ ३७ ॥
चतुर्भुजं रमापतिं नमामि भक्तवत्सलम् । कृपालयं गुणालयं सदैव विश्वनायकम् ॥ ३८ ॥
एवं स्तुते हरिः सद्यः प्रत्यक्षश्चाभवत् क्षणात् । द्विभुजो मुरलीहस्तो वनमालाविभूषितः ॥ ३९ ॥

રહેલું ભોજન તું જમી લે એટલે તારું વ્રત પૂર્ણ થશે.' આ પ્રમાણે જ્યારે હરિએ કહ્યું ત્યારે મુગ્ધાએ શેષ રહેલાં અન્નનું ભોજન કર્યું.[૩૪] તે અન્ન માત્રના ખાવાથી જ તે મુગ્ધાને વરત જ દિવ્ય જ્ઞાન થયું, આ સર્વ વિશ્વ તેને 'હાથમાં રાખેલાં આમળાં' (हस्तामलकवत्)જેવું પ્રકાશમાન થઈ ગયું.[૩૫]

### શ્રી પુરુષોત્તમનું સ્તવન

ત્યારબાદ પેલી મુગ્ધા તે રમાના પતિદેવનું સ્તવન કરવા લાગી.[૩૬] મુગ્ધા બોલી: "મોટા પાપને નાશ કરવાવાળા, સારૂં કરવાવાળા, રાધાની સાથવાળા, સારી ભક્તિવડે મોક્ષ આપવાવાળા હું આપનાં ચરણ કમળને નમસ્કાર કરૂં છું.[૩૭] ચાર ભુજાવાળા, રમાના નાથ, ભક્તવત્સલ, કૃપાના સાગર, ગુણના ભંડાર અને સર્વકાલ વિશ્વના નાયકને હું નમસ્કાર કરૂં છું."[૩૮]

3 આ પ્રમાણે સ્તુતિ કરી કે હરિ પોતે પ્રત્યક્ષ રૂપ લઈને હાજર થયા. તે વેળાએ હરિ બે ભુજા, હાથમાં મુરલી અને કંઠમાં વનમાળાથી શોભી રહ્યા હતા.[૩૯]



હરિ બોલ્યા: હે મુગ્ધે, વરદાન માગ.

हरिरुवाच।

वरं वृणीष्व रे मुग्धे गोलोकं वस सुंदरि। त्वया चाराधितो भक्त्या प्रसन्नोऽहं न संशयः ॥ ४० ॥

त्वत्स्नानखातो भविता नाम्ना मुग्धासरः किल। अस्मिन्स्नास्यंति ये लोकास्तेषां मोक्षो न दुर्लभः।

एवमुक्त्वा हरिर्मुग्धां गृहीत्वा च जगाम ह। गोलोकं रूपवत्येह निंदया नरकं गता ॥ ४२ ॥

एवं हि कारणं त्वत्र भावस्यैव न संशयः। मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ॥ ४३ ॥

इति श्रीपुरुषोत्तममाहात्म्यांतर्गतमुग्धोपाख्याने तृतीयोऽध्यायः ॥ ३ ॥

હરિ બોલ્યા:–"હે મુગ્ધા, વર માગ. હે સુંદરી, ગોલોકમાં વાસ કર. તારી ભક્તિપૂર્ણ આરાધનાથી હું પ્રસન્ન થયો છું તેમાં સંશય નથી.[૪૦] તેં જે ખાડામાં સ્નાન કર્યું હતું તે ખાડો 'મુગ્ધા સરોવર'ના નામથી પ્રખ્યાત થશે. જે લોકો આમાં સ્નાન કરશે તેમને મુક્તિ મળવી દુર્લભ નથી."[૪૧]

આ પ્રમાણે કહી, હરિ મુગ્ધાને લઈને ગો લોકમાં ગયા. રૂપવતી પરનિંદા કરવાથી નરકમાં ગઈ.[૪૨] આમ થવાનું કારણ માત્ર આ વ્રતમાં ભાવ(શ્રદ્ધા)નુંજ મુખ્ય સ્થાન છે, એમાં સંશય નથી. ગીતામાં પણ જણાવ્યું છે તેમ મનુષ્યનું મન જ બંધન અને મોક્ષનું ખરું કારણ છે.[૪૩]

**શ્રીપુરુષોત્તમ માહાત્મ્ય વિષે મુગ્ધા ઉપાખ્યાનમાં ભાવભૂખ્યા ભગવાનની પ્રસન્નતા એ નામનો અધ્યાય ૩ જો સમાપ્ત**

——:०:——



ષડાનન અને સ્મરહર મહાદેવ.

॥१८॥

## चतुर्थोऽध्यायः ॥

स्कंद उवाच ।

देवदेव महादेव भक्तानामभयप्रद । दानानि कानि देयानि मासे श्रीपुरुषोत्तमे ॥ १ ॥
एतस्य व्रतकर्तॄणां किं पुण्यं तु भवेदिह । तत्सर्वं वद हे तात कृपां कृत्वा ममोपरि ॥ २ ॥

## અધ્યાય ૪ થો–દાન માહાત્મ્ય

( આ સતી મુખ્વાનું સુંદર આખ્યાન સર્વજ્ઞ સુતપુરાણિકના મુખેથી શૌનકાદિ ઋષિઓ શ્રવણ કરી, પ્રસન્ન ચિત્તે ફરી પૂછવા લાગ્યાઃ—'મહારાજ, આ પુરુષોત્તમ માસમાં ઉત્તમોત્તમ દાનનું માહાત્મ્ય શાસ્ત્રમાં કહેલું હોય તે અને તે દાન કરવાથી થતી શુભગતિ અને તેનાં ફળ અમને શ્રવણ કરવાની ઇચ્છા થઇ છે તો તે કૃપા કરીને અમને કહો.'

આવી રીતના શૌનકાદિ ઋષિઓના પ્રશ્નો શ્રવણ કરીને પુરાણિઓમાં ઉત્તમ સૂત મુનિ કહેવા લાગ્યાઃ—'હે શૌનકાદિક ઋષિઓ, પૂર્વે એવો પ્રશ્ન ષડાનન (છ મુખવાળા) એવા કાર્તિક સ્વામીએ અનંગહર મહાદેવને પૂછયો હતો, તે તમોને કહું છું તે શ્રવણ કરો. )

સ્કંદ પૂછવા લાગ્યાઃ હે દેવના દેવ, ભકતોને ભયથી મુકત કરનાર મહાદેવ ! શ્રી પુરુષોત્તમ મહિનામાં કયા પ્રકારનાં દાન આપવા લાયક ગણાય છે?[1] આ વ્રત કરનારાઓને કયું પુણ્ય થાય છે ! હે તાત, મારાપર કૃપા કરી મને તે સર્વ કહો.[2]

महादेव उवाच

 साधु पृष्टं त्वया तात लोकानां हितकाम्यया । आदौ वदामि देयानि दानानि तव सुव्रत ॥ ३ ॥ 

यस्मिन्दाने च दत्ते वै यत्पुण्यं जायते नृणाम् । यस्य लोकस्य संप्राप्तिं तच्छृणुष्व षडानन ॥ ४ ॥

मलमासे च विप्राय ह्यन्नदानं करोति यः । अन्नप्रमाणवर्षं च शक्रलोके महीयते ॥ ५ ॥

अन्नदानात्परं दानं न भूतं न भविष्यति । नात्र पात्रपरीक्षा स्यान्न कालो नियमः क्वचित् ॥६॥

अस्मिन्मलिम्लुचे मासे घटास्त्रिंशन्मितास्तथा । देया विप्राय भक्त्या च सप्तधान्यैश्च पूरिताः ॥७॥

अशक्तश्चेत्तदा पुत्र सप्त पंच मितास्तथा । दद्याद्विप्राय भक्त्या च परे दिवसपंचके ॥ ८ ॥

દાનના પ્રકારો

માહાદેવ બોલ્યાઃ હે પુત્ર, તેં લોકોના હિત કરવાવાળો આ ઘણો સારો પ્રશ્ન પુછયો. હે સુવ્રત કરનાર, પ્રથમ હું તને દેવાં લાયક દાનો કહું છું.[3] આ માસમાં દાન કરવાથી જે જે પુણ્ય થાય છે તે અને જે લોકની પ્રાપ્તિ થાય છે તે, હે ષડાનન (૭ મુખવાળા), તું સાંભળ.[4] મલ માસમાં જે અન્નનું દાન બ્રાહ્મણોને જે કરે છે તે ઈંદ્ર લોકમાં, અન્નનું પ્રમાણ હોય તેટલાં વર્ષ રહે છે.[5] અન્નના દાન જેવું બીજું એકકે ઉત્તમ દાન છે નહિ અને થશે પણ નહિં. આ દાન કરતી વખતે પાત્ર પરીક્ષા કરવાની નથી તેમજ કાળનો પણ કોઇ નિયમ નથી.[6] આ શ્રીપુરુષોત્તમને પ્રિય મલ માસમાં સાત પ્રકારના ધાન્યથી ભરી, ભકિતથી બ્રાહ્મણને ત્રિશ (સોનાના રૂપાના અથવા તાંબાના અને તે ન મળે તો) 
માટીના કુંભો પણ આપવા.[7] હે પુત્ર, જો આટલું આપવાને અશકિત હોય તો સાત અથવા પાંચ પણ ભકિતથી બ્રાહ્મણને પાંચ દિવસોએ કુંભ આપવા.[8] આ પ્રમાણેનું દાન જે મનુષ્ય કરે છે તેને સાગર અને

ससागरवनोपेतां धरां दद्याच्च यो नरः । तावत्पुण्यमवाप्नोति नात्र कार्या विचारणा ॥ ९ ॥
देवेभ्यो ब्राह्मणेभ्यो वा ददाति चासनं यदि । महीयते वह्निलोके वर्षाणामयुतं ध्रुवम्॥ १० ॥
यो ददाति च विप्राय दिव्यां धेनुं पयस्विनीम् । तल्लोममानवर्षं च विष्णुलोके महीयते ॥११॥
चतुर्गुणं हरिदिने तीर्थे शतगुणं फलम् । दानं नारायणक्षेत्रे फलं कोटिगुणं भवेत् ॥ १२ ॥
यश्चोभयमुखीदानं करोति ब्राह्मणाय च । तल्लोममानवर्षं च वैकुंठे च महीयते ॥ १३ ॥
यो ददाति च विप्राय शालिग्रामं सवस्त्रकम् । महीयते स वैकुंठे यावच्चंद्रदिवाकरौ ॥ १४ ॥
यो ददाति ब्राह्मणाय छत्रं च सुमनोहरम् । वर्षाणामयुतं सोऽपि मोदते वरुणालये ॥ १५ ॥

વનવાળી પૃથ્વીનું દાન કર્યું હોય અને તેને જેટલું પુણ્ય પ્રાપ્ત થાય તેટલું પુણ્ય તેને મળે છે. આમાં શંકા કરવાનું કામ નથી;[૯]

જો દેવને (મંદિરમાં) અથવા બ્રાહ્મણોને આસનનું દાન કરે છે તો તે અગ્નિ લોકમાં દશ હજાર વર્ષ પર્યંત ચોક્કસ નિવાસ કરે છે.[૧૦] જો દુધ આપવાવાળી સુંદર ગાય બ્રાહ્મણને દાન કરે છે તો તે ગાયની જેટલી રુવાંટી હોય છે તેટલાં વર્ષ વિષ્ણુ લોકમાં વાસ કરે છે.[૧૧] હરિને પ્રિય દિવસોમાં કરેલાં દાનનું ફળ ચાર ગણું મળે છે, તીર્થમાં સોગણું ફળ મળે છે. નારાયણ ક્ષેત્રમાં દાન કરવાથી કરોડ ગણું ફળ મળે છે.[૧૨] જે વત્સવાળી ગાયનું દાન બ્રાહ્મણને કરે છે તે તેની રુંવાટીની જેટલી સંખ્યા હોય તેટલાં વર્ષ વૈકુંઠમાં વાસ કરે છે.[૧૩] જે વસ્ત્ર સહિત શાલિગ્રામની મૂર્તિનું દાન બ્રાહ્મણને આપે છે તે જ્યાં સૂધી ચંદ્ર અને સૂર્ય તપે છે ત્યાં સૂધી વૈકુંઠ લોકમાં વાસ કરે છે.[૧૪] બ્રાહ્મણને જે સુમનોહર છત્રનું દાન કરે છે તે પણ વરુણ લોકમાં દશ હજાર વર્ષ પર્યંત આનંદમાં રહે છે.[૧૫] આ ભારતમાં બ્રાહ્મણને જે

विप्राय पादुकायुग्मं यो ददाति च भारते । महीयते वायुलोके वर्षाणामयुतं स हि ॥ १६ ॥
यो ददाति ब्रह्मणाय दिव्यां शय्यां मनोहराम् । महीयते च गोलोके यावच्चंद्रदिवाकरौ ॥१७॥
यो ददाति प्रदीपं च देवाय ब्राह्मणाय च । यावन्मन्वन्तरं सोपि वह्निलोके च पुत्रक ॥ १८ ॥
करोति गजदानं च यो हि विप्राय भारते । यावदिंद्रो नरस्तावदिंद्रस्यार्द्धधने वसेत् ॥ १९ ॥
भारते यवदानं च करोति ब्राह्मणाय च । महीयते वायुलोके यावन्मन्वंतरं तथा ॥ २० ॥
तिलदानं ब्राह्मणाय यः करोति च भारते । तिलप्रमाणवर्षं च मोदते विष्णुमंदिरे ॥ २१ ॥
ततः स्वयोनीं संप्राप्य चिरंजीवी भवेत्सुखी । ताम्रपात्रस्थदानेन फलं शतगुणं भवेत् ॥ २२ ॥
नानाद्रव्यसमायुक्तं नानाद्रव्यसमन्वितम् । ददाति यश्च विप्राय गृहं समृद्धिसंयुतम् ॥ २३ ॥

પાદુકાની જોડીનું દાન કરે છે તે પણ વાયુ લોકમાં દશ હજાર વર્ષ પર્યન્ત વાસ કરે છે.[૧૬] બ્રાહ્મણને સુંદર મનોહર શય્યાનું જે દાન કરે છે, તે જ્યાં સુધી ચન્દ્ર દિવાકર છે ત્યાં સુધી ગોલોકમાં વાસ કરે છે,[૧૭] દેવને અથવા તો બ્રાહ્મણને પ્રકટાવેલા દીવાનું દાન કરે છે, હે પુત્ર, તે પણ વન્હિ લોકમાં મન્વંતર સુધી નિવાસ કરે છે.[૧૮] ભારત વર્ષમાં બ્રાહ્મણને જે હાથીનું દાન કરે છે તે મનુષ્ય, જ્યાં સુધી ઇન્દ્ર રહે ત્યાં સુધી ઇન્દ્રના નંદનવનના અર્ધા વનમાં સુખ ભોગવે છે.[૧૯] આ ભારતમાં બ્રાહ્મણને જે જવનું દાન કરે છે તે વાયુ લોકમાં મન્વંતર પર્યન્ત વાસ કરે છે.[૨૦] ભારતમાં બ્રાહ્મણને જે તલનું દાન કરે છે તે વિષ્ણુના મંદિરમાં તલની સંખ્યાના પ્રમાણમાં સુખ ભોગવે છે.[૨૧] પછી સ્વયોનિમાં આવી તે ચિરંજીવ સુખ ભોગવે ॥૨૦॥
છે. તાંબાના વાસણમાં વસ્તુ મુકીને દાન કરે છે તો તેનું સો ગણું ફળ તેને મળે છે.[૨૨] બ્રાહ્મણને જે મનુષ્ય જુદી જુદી ધાતુનાં વાસણો દાનમાં આપે છે તો તેનું ઘર સમૃદ્ધિવાળું થાય છે.[૨૩] અને તે

कुबेरलोके वसति स च मन्वंतरं शतम् । ततः स्वयोनिं संप्राप्य महांश्च धनवान्भवेत् ॥ २४ ॥
पुरुषोत्तमे तु वसनं यो ददाति द्विजातये । वस्त्रतंतुप्रमाणेन विष्णुलोके महीयते ॥ २५ ॥
तुलसीपत्रलक्षं च हरये यो निवेदयेत् । विमानवरमारुह्य विष्णुलोकं स गच्छति ॥ २६ ॥
घृतप्रदीपं हरये मलमासे दादति च । सर्वपापविशुद्धात्मा मोदते हरिमंदिरे ॥ २७ ॥
भोजयेद्यो हि मिष्टान्नं ब्राह्मणेभ्यश्च भारते । विप्रलोमप्रमाणाब्दं विष्णुलोके महीयते ॥ २८ ॥
नाम्नां कोटिर्हरेर्यो हि क्षेत्रे नारायणं जपेत् । सर्वपापविनिर्मुक्तो जीवन्मुक्तो भवेद् ध्रुवम् २९ ॥
न भवेत्तत्पुनर्जन्म वैकुंठे स महीयते । लभेद्विष्णोश्च सारूप्यं न तस्य पतनं भवेत् ॥ ३०॥

એકસો વર્ષ અને એક મન્વંતર પર્યન્ત કુબેર લોકમાં વસે છે. પછી તે પાછો પોતાની યોનિમાં આવી મોટો ધનવાળો થાય છે.[24]

શ્રીપુરુષોત્તમ માસમાં વસ્ત્ર–કપડાંનું બ્રાહ્મણને જે દાન કરે છે તો તે તૈયાર કપડાંના જેટલા તંતુ હોય તેટલાં વર્ષ વિષ્ણુ લોકમાં વાસ કરે છે.[25] હરિને જે એક લક્ષ (લાખ) તુળસીદળ ચઢાવે છે તે ઉત્તમ વિમાનમાં આરૂઢ થઇને વિષ્ણુ લોકમાં જાય છે.[26] અધિક માસમાં હરિની મૂર્તિ સન્મુખ જે ઘીનો દીવો પ્રકટાવી રાખે છે તે સર્વ પાપથી વિશુદ્ધ થઇને હરિના મંદિરમાં સુખ ભોગવે છે.[27] ભરતખંડમાં બ્રાહ્મણોને જે મિષ્ટાન્નનું ભોજન કરાવે છે તે બ્રાહ્મણને રુંવાટી જેટલી હોય તેટલાં વર્ષો વિષ્ણુ લોકમાં વાસ કરે છે.[28] હરિના ક્ષેત્રમાં ને નારાયણના નામના જપ એક કોટિ જે જપે છે તો તે સર્વ પાપથી મુક્ત થઇ જીવન્મુક્તિ ચોક્કસ પામે છે.[29] તેને પુનર્જન્મ લેવો પડતો નથી; તે વૈકુંઠમાં નિત્ય વાસ કરે છે. અને વિષ્ણુની સારૂપ્ય નામની મુક્તિ તેને મળે છે અને તેનું કદિપણ પતન થતું નથી[30]

तांबूलदानाद्भवति सौभाग्यं वांछितं नृणाम् । पत्रे तु केशवः प्रीतः पूगे ईशः सहोमया ॥ ३१ ॥
चूर्णेनैवानलः प्रीतः खदिरेण तु मन्मथः । दानेन देवा वशगा मनुष्या इतरे जनाः ॥ ३२ ॥
दाने कीर्तिर्भवेल्लोके इह वाऽत्र परत्र च । दानेन वांछितावाप्तिर्दानात्पुत्रप्रपौत्रकाः ॥ ३३ ॥
तस्माद्दानं सदा देयं मलमासे विशेषतः । वैधृतिश्च व्यतीपातो राका चैव कुहूस्तथा ॥ ३४ ॥
द्वादशी च परश्रेष्ठा पंचपर्वाण्यनुक्रमात् । पर्वपर्वसु यद्दानमनंतफलदं भवेत् ॥ ३५ ॥
उपवासेन यत्पुण्यं तत्पुण्यं मौनभोजने । मौनेन सर्वपापेभ्यो नरो मुच्येदसंशयम् ॥ ३६ ॥



હરિ પ્રિત્યર્થે તાંબુલનું દાન કરવાથી મનુષ્યોના વાંછિત સૌભાગ્યની વૃદ્ધિ થાય છે. તાંબુલનાં પત્રોથી કેશવ પ્રસન્ન થાય છે અને સોપારીથી ઉમા સહિત મહેશ ખુશી થાય છે.[૩૧] ચુનાથી વહ્નિદેવ અને કાથાથી મન્મથદેવ પ્રસન્ન થાય છે. દાનથી દેવો વશ થાય છે, તો આ ભૂલોકના ઇતર મનુષ્યો પણ પ્રસન્ન થાય તેમાં શું આશ્ચર્ય છે ![૩૨] દાન કરવાથી આ લોકમાં તેમ જ અહિંતહિં બધે જ કીર્તિ થાય છે. દાન કરવાથી ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે. દાનથી પુત્ર, પ્રપૌત્રો પણ મળે છે.[૩૩] તેથી કરીને સદા મલ માસમાં તો મુખ્યત્વે કરીને[૧] વૈધૃત,[૨] વ્યતીપાત,[૩] પૂનેમ[૪] અમાસ અને [૫]દ્વાદશી એ પાંચ શ્રેષ્ઠ પર્વને દિવસે તો જરૂર દાન કરવું. આ દરેક પર્વોમાં જે દાન કરે છે તેને અનન્ત ફળ (પુણ્ય) મળે છે.[૩૪–૩૫]

જેટલું પુણ્ય ઉપવાસ કરવાથી મળે છે, તેટલું પુણ્ય મૌનપણે ભોજન કરવાથી મળે છે. મૌન સેવવાથી નિઃસંશય મનુષ્ય સર્વ પાપમાંથી મુક્ત થાય છે.[૩૬] મૌનથી સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે. મૌન સેવવાથી સારા રૂપની પ્રાપ્તિ થાય છે. મૌનથી કીર્તિમાં સારો વધારો થાય છે માટે સર્વેએ

मौनाद्भवति सौभाग्यं मौनाद्रूपं प्रजायते । मौनात्प्रवर्धते कीर्तिस्तस्मात् मौनं समाचरेत् ॥ ३७ ॥
मौनात् कलहहानिः स्यान्मौनादायुः प्रवर्धते । मौनाच्च प्राप्यते सौख्यं तस्मान्मौनं समाचरेत् ॥
त्रिषु मौनं सदा कार्यं स्नाने होमे च भोजने । मौनेन यत्फलं देवो त्रिषु स्थानेषु तच्छृणु ॥ ३९ ॥
स्नाने च प्राप्यते तेजो जुह्वतो श्रियमुत्तमाम् । भुंजानो लभते चायुस्तस्मान्मौनं समाचरेत् ॥ ४०
व्रतेषु त्यज्यते मौनं पुरुषस्याऽल्पमेधसः । आयुस्तेजःश्रियातीतस्तस्मान्मौनं समाचरेत् ॥ ४१ ॥
स्नाने चैव हरस्तेजो जुह्वतोऽग्निः श्रियं हरेत् । भुंजानो मृत्युरायुष्यं तस्मात मौनं समाचरेत् ॥४२॥
दुर्लभं मानुषं देहं वरं प्राप्य च भारते । न किंचिद्दानपुण्ये च करोति मलमासके ॥ ४३ ॥

મૌન સેવવું.[૩૭] મૌનથી કંકાસ કલહનો નાશ થાય છે. મૌનથી આયુષ્યમાં સારો વધારો થાય છે. મૌનથી સુખી થવાનાં સાધનો પ્રાપ્ત થાય છે તેટલા માટે પણ મૌનનું સેવન કરવું.[૩૮] સ્નાન, હોમ અને ભોજન એ ત્રણ કાર્ય કરતી વખતે મૌન હંમેશ રહેવું. આ ત્રણે સ્થાનમાં મૌનથી જે ફળ મળે છે તે હે સ્કંદ, સાંભળ.[૩૯] મૌન સેવવાથી સ્નાન વેળાએ તેજની, હોમ કરતી વેળાએ ઉત્તમ લક્ષ્મીની અને ભોજન વેળાએ આયુષ્યની પ્રાપ્તિ થાય છે. માટે પણ મૌનનું સેવન કરવું.[૪૦] અલ્પ બુદ્ધિવાળો પુરુષ વ્રતમાં મૌન વ્રતને તજી દે છે તો તે પુરુષનું આયુ:, તેજ અને શ્રી જતાં રહે છે. માટે મૌનનું સેવન સારી રીતે કરવું.[૪૧] કારણ કે સ્નાન વેળાએ (મૌન તજવાથી) તેજ જતું રહે છે, હોમ વેળાએ (મૌન તજવાથી) હોમાગ્નિ શ્રી હરી જાય છે, અને ભોજન વેળાએ (મૌન તજવાથી) મૃત્યુ આયુષ્યને લઈ જાય છે, માટે મૌન વ્રત બરોબર પાળવું જોઇએ.[૪૨] ભરતખંડમાં સુંદર મનુષ્યનો દેહ મળવો દુર્લભ છે, માટે આ મલમાસમાં જે અલ્પ દાન પુણ્ય કોઇ કરતો ન હોય તો[૪૩] તેના જીવિતને અને જન્મને

धिक् तस्य जीवितं जन्म धिक्कुलं धिग्बहुज्ञताम् । यतोस्मिन् दुर्लभे मासे न कृतं किंचिदेव हि ॥४४॥

मलिम्लुचं प्राप्य न शीततोयैः स्नानं करोत्येव मुदायुतो यः ।

कथं भवेत्तस्य मनोरथादि स्वर्गश्च मोक्षश्च धनागमश्च ॥ ४५ ॥

इति श्रीमुग्धोपाख्यानांतर्गतदानमाहात्म्ये चतुर्थोध्यायः ॥ ४ ॥

ધિક્કાર છે; તેના બહુ જ્ઞાનને પણ ધિક્કાર છે; કારણ કે આવા દુર્લભ મલમાસમાં તેણે કિંચિત્ પણ દાન કર્મ કર્યું નહિ.[૪૪] શ્રીપુરુષોત્તમને પ્રિય આ મલમાસ આવ્યો હોય ત્યારે જેઓએ શીત જળથી સ્નાન ન કર્યું હોય પણ ખુશી થઇ ફર્યા કર્યું હોય તો તેને મનોરથો, સ્વર્ગ મોક્ષ તથા ધનની પ્રાપ્તિ ક્યાંથી જ થાય?[૪૫]

આ આખ્યાન સ્કંદના પૂછવાથી પ્રત્યક્ષ સ્મરહર મહાદેવે દાન વગેરેનો મહિમા લોકના હિતાર્થે પોતાના પુત્ર કાર્તિક સ્વામીને કહી સંભળાવ્યો. તે જ પ્રમાણે નૈમિષારણ્ય ક્ષેત્રમાં સૂતપુરાણીએ શૌનકાદિ ઋષિઓને સંભળાવી સર્વનાં ચિત્ત પ્રસન્ન કર્યાં.

શ્રીપુરુષોત્તમ માસ માહાત્મ્ય વિષે મુગ્ધા ઉપાખ્યાનમાં દાન માહાત્મ્ય વિષે ચતુર્થો અધ્યાય સમાપ્ત.





# અધિક માસના શુકલપક્ષની પદ્મિની એકાદશી વ્રત તથા કથા

युधिष्ठिर उवाच । व्रत

मलिम्लुचस्य मासस्य का वा एकादशी भवेत् । किं नाम को विधिस्तस्याः कथयस्व जनार्दन ॥१॥




श्रीकृष्ण उवाच ।

मलमासस्य या पुण्या प्रोक्ता नाम्ना च पद्मिनी । सोपोषिता प्रयत्नेन पद्मनाभपुरं नयेत् ॥२॥

યુધિષ્ઠિર પૂછે છે—હે શ્રીકૃષ્ણ ! મલમાસ—પુરુષોત્તમ માસની એકાદશીનું શું નામ છે ? ને તેનો કેવો પ્રકાર છે ? તે કહો.[1]

શ્રીકૃષ્ણ કહે છે—અધિક—પુરુષોત્તમ માસની એકાદશીનું નામ પદ્મિની છે અને તે પુણ્યકારક છે. સાવધાન રહી તેનું વ્રત કરવાથી વૈકુંઠની પ્રાપ્તિ થાય છે.[2] પદ્મિની એકાદશી મહાપુણ્યકારક

मलमासे महापुण्या कीर्तिता कल्मषापहा । तस्याः फलं कथयितुं न शक्तश्चतुराननः ॥ ३ ॥
नारदाय पुरा प्रोक्तं विधिना व्रतमुत्तमम् । पद्मिन्याः पापराशिघ्नं भुक्तिमुक्तिफलप्रदम् ॥४॥
श्रुत्वा वाक्यं मुरारेस्तु प्रोवाचातिमुदान्वितः । युधिष्ठिरो जगन्नाथं विधिं पप्रच्छ धर्मवित् ॥५॥
श्रुत्वा राज्ञस्तु वचनं प्रीत्युत्फुल्लांबुजेक्षणः । शृणु राजन्प्रवक्ष्यामि मुनीनामप्यगोचरम् ॥ ६ ॥
दशमीदिवसे प्राप्ते व्रतारंभो विधीयते । कांस्यं माषं मसूरांश्च चणकाः कोद्रवास्तथा ॥ ७ ॥
शाकं मधुपरान्नं च दशम्यां दश वर्जयेत् । हविष्यान्नं च भुंजीत अक्षारलवणं तथा ॥ ८ ॥
भूमिशायी ब्रह्मचारी भवेच्च दशमीदिने । एकादशीदिने प्राप्ते प्रातरुत्थाय सादरम् ॥ ९ ॥
विधाय च मलोत्सर्गं न कुर्याद्दंतधावनम् । कृत्वा द्वादश गंडूषान् शुचिर्भूत्वा समाहितः॥१०॥

અને પાપનો નાશ કરનારી છે. તેનું વ્રત કરવાથી કેટલું પુણ્ય થાય છે, તે બ્રહ્મા પણ કહી શકે તેમ નથી.[3] મોટાં મોટાં પાપનો નાશ કરનાર અને ભોગ તથા મોક્ષને આપનાર એવું અતિ ઉત્તમ પદ્મિની એકાદશીનું વ્રત, પૂર્વે બ્રહ્માએ નારદને કહેલું છે.[4] એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી પ્રસન્ન થયેલા યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને એ વ્રતનો પ્રકાર પૂછ્યો;[5] ત્યારે યુધિષ્ઠિરનું વચન સાંભળીને શ્રીકૃષ્ણ બોલ્યા કે, હે રાજન્! જે પ્રકાર મુનિઓ પણ નથી જાણતા, તેવો ઉત્તમ પ્રકાર કહું છું તે સાંભળો.[6] દશમીને દિવસે વ્રતનો આરંભ કરવો. કાંસાનું પાત્ર, માંસ, મસુર, ચણા, કોદ્રા, શાક, મધ અને પરાન્ન એ આઠ વસ્તુનો દશમીને દિવસે ત્યાગ કરવો. દશમીને દિવસે હવિષ્યાન્ન જમવું, લવણ કે કોઈ ખારી ચીજ ખાવી નહીં.[7-8] જમીનપર સૂવું અને બ્રહ્મચર્ય પાળવું, એકાદશીને દિવસે આદરથી પ્રાતઃકાળમાં ઉઠી, શુદ્ધ થઈ, બાર કોગળા કરી મોઢું શુદ્ધ કરવું, પણ દાતણ કરવું નહીં.[9-10] સૂર્યોદય થાય

सूर्योदये शुभे तीर्थे स्नानार्थे प्रव्रजेत्सुधीः । गोमयं मृत्तिकां गृह्य तिलान्दर्भाञ्शुचिस्तथा॥११॥
चूर्णैरामलकीभूतैर्विधिना स्नानमाचरेत् । उद्धृतासि वराहेण कृष्णेन शतबाहुना ॥ १२ ॥
मृत्तिके ब्रह्मदत्तासि काश्यपेनाभिमंत्रिता । त्वं मे कुरु पवित्रांगं लग्ना नेत्र शिरोरुहे ॥ १३ ॥
हरिपूजनयोग्यं मां मृत्तिके कुरु ते नमः । सर्वौषधिसमुत्पन्नं गवोदरमधिष्ठितम् ॥ १४ ॥
पवित्रकरणं भूमेर्मां पावयतु गोमयम् । ब्रह्मष्ठीवनसंभूता धात्री भुवनपावनी ॥ १५ ॥
संस्पृष्टा पावयांगं मे निर्मलं कुरु ते नमः । देवदेव जगन्नाथ शंखचक्रगदाधर ॥ १६ ॥
देहि विष्णो ममानुज्ञां तव तीर्थावगाहने । वारुणांश्च जपेन्मंत्रान्स्नानं कुर्याद्विधानतः ॥ १७ ॥

ત્યારે છાણ, માટી, તિલ ને દર્ભ લઇ સ્નાનમાટે નદી વગેરે જલાશય ઉપર જવું.[11] ત્યાં આમળાંનાં ચૂર્ણવડે વિધિથી સ્નાન કરવું.

'હે મૃત્તિકે! સો હાથવાળા નારાયણ કે જેણે વરાહરૂપ ધારણ કર્યું હતું, તેણે તમારો ઉદ્ધાર કર્યો છે. તમે બ્રહ્મદત્ત છો, કશ્યપ ઋષિએ અભિમંત્રિત છો, હું તમને નમસ્કાર કરું છું માટે મને પવિત્ર કરો, જેથી હું વિષ્ણુપૂજનમાં અધિકારી થાઉં,' એ મંત્ર ભણી માટીથી સ્નાન કરવું.[12-13] 'સઘળી ઓષધિથી ઉત્પન્ન થયેલું, ગાયના ઉદરમાં રહેલું ને પૃથ્વીને પણ પવિત્ર કરનારું એવું ગોમય મને પવિત્ર કરો,' એમ ભણી ગોમયથી સ્નાન કરવું.[14] 'હે આમળિ! તું બ્રહ્માના થુંકમાંથી ઉત્પન્ન થઈ છો, ભુવનને પવિત્ર કરનારી છો, હું તને નમસ્કાર કરું છું માટે સ્પર્શથી જ મને પવિત્ર કર,' એમ બોલી આમળાંથી સ્નાન કરવું.[15] 'હે દેવના દેવ! હે શંખ, ચક્ર ગદાને ધારણ કરનાર! મને આ જળમાં સ્નાન કરવા માટે આજ્ઞા આપો.'[16] એ મંત્ર તથા બીજા પણ વરુણના મંત્રોવડે વિધિથી સ્નાન કરવું. હરકોઇ જલાશયમાં સ્નાન કરતી વખતે ગંગા વગેરે તીર્થોનું સ્મરણ કરવું.[17]

 गंगादितीर्थं संस्मृत्य यत्र कुत्र जलाशये । पश्चात्संमार्जयेद्गात्रं विधिना नृपसत्तम ॥ १८ ॥ 
॥२४॥ मुखे पृष्ठे च हृदये बाह्वोः शिरसि चाप्यधः । परिधाय सुखं वासः शुक्लं शुचि ह्यखंडितम्॥१९॥ 
ततः कुर्याद्धरेः पूजां महापापं विनश्यति । संध्यामुपास्य विधिना तर्पयित्वा पितॄन्सुरान्॥२०॥
हरेर्मंदिरमागम्य पूजयेत्कमलापतिम् । स्वर्णमाषकृतं देवं राधिकासहितं हरिम् ॥
पार्वत्या सहितं देवं पूजयेद्विधिपूर्वकम् ॥ २१ ॥
कुंभोपरि न्यसेद्देवं ताम्रपात्रेऽथ मृन्मये । दिव्यवस्त्रसमायुक्ते दिव्यगंधानुवासिते ॥ २२ ॥
तस्योपरि न्यसेत्पात्रं ताम्रं रौप्यं हिरण्मयम् । तस्मिन्संस्थापयेद्देवं विधिना पूजयेत्ततः ॥ २३ ॥
संस्थाप्य सलिलैः श्रेष्ठैर्गन्धधूपाधिवासितैः । चन्दनागरुकर्पूरैः पूजयेद्देवमीश्वरम् ॥ २४ ॥

હે શ્રેષ્ઠ રાજા! સ્નાન કર્યા પછી શરીર લુંછી નાંખવું. ફાટેલું ન હોય, ને ધોળું હોય એવું પવિત્ર નવું વસ્ત્ર પહેરવું.[18] સંધ્યા કરવી, વિધિથી પિતૃતર્પણ કરવું ને દેવતર્પણ કરવું. પછી વિષ્ણુ મંદિરમાં આવી તેની પૂજા કરવી[19] એક માષા સોનાની કરેલી શ્રીકૃષ્ણ તથા રાધિકાની મૂર્તિ, તેમ જ શંકર તથા પાર્વતીની મૂર્તિની પૂજા કરવી.[20] ધાન્ય ઉપર સુંદર વસ્ત્રથી વીંટેલા અને સુંદર ચંદનથી સુગંધીવાળા ત્રાંબાના વા માટીના ઘડાની સ્થાપના કરવી,[21] તેની ઉપર ત્રાંબાનું રૂપાનું અથવા સોનાનું પાત્ર રાખવું. તેમાં વિષ્ણુની સ્થાપના કરી વિધિથી તેની પૂજા કરવી.[22] સુગંધિ નિર્મળ જળથી તેને સ્નાન કરાવવું, ચંદન ચડાવવું, અગરુનો ધૂપ કરવો, કપૂરથી આરતી ઉતારવી. ॥ ૨૪ ॥ કસ્તુરી ને કેસર ચડાવવું, તે ઋતુમાં થયલાં પુષ્પો ચડાવવાં, ધોળાં કમળ ચડાવવાં, નાના પ્રકારનાં નૈવેદ્ય ધરવાં, ધૂપ કરવો, દીવા કરવા ને આરતી ઉતારવી. એવી રીતે વિષ્ણુ તથા શિવની પૂજા

नानाकुसुमकस्तूरीकुंकुमेन सितांबुजैः । तत्कालजातैः कुसुमैः पूजयेत्परमेश्वरम् ॥ २५ ॥
नैवेद्यैर्विविधैः शक्त्या तथा नीराजनादिभिः । धूपैर्दीपैः सकर्पूरैः पूजयेत्केशवं शिवम् ॥ २६ ॥
नृत्यगीते तदग्रे तु कुर्याद्भक्तिपुरस्सरम् । नालपेत्पतितान्पापांस्तस्मिन्नहनि न स्पृशेत् ॥ २७ ॥
नानृतं हि वदेद्वाक्यं सत्यपूतं वचो वदेत् । रजस्वलां न स्पृशेत न निंदेद्ब्राह्मणं गुरुम् ॥ २८ ॥
पुराणं पुरतो विष्णोः शृणुयात्सह वैष्णवैः । निर्जला सा प्रकर्तव्या या च शुक्ले मलिम्लुचे ॥२९॥
जलपानेन वा कुर्याद्दुग्धाहारेण नान्यथा । रात्रौ जागरणं कुर्याद्गीतवादित्रसंयुतम् ॥ ३० ॥
प्रथमे प्रहरे पूजा नारिकेलार्घमुत्तमम् । द्वितीये श्रीफलैश्चैव तृतीये बीजपूरकैः ॥ ३१ ॥
चतुर्थे पूजयेत्पूगैर्नारिंगैश्च विशेषतः । प्रथमे प्रहरे पुण्यमग्निष्टोमस्य जायते ॥ ३२ ॥

કરવી.[२३–२४] તેની પાસે ભક્તિથી નૃત્ય કરવું ને ગીત ગાવાં. તે દિવસે પતિત કે પાપીનો સ્પર્શ કરવો નહીં ને તેની સાથે બોલવું પણ નહીં. અસત્ય બોલવું નહીં, પણ સાચું બોલવું. રજસ્વલાનો સ્પર્શ કરવો નહીં, બ્રાહ્મણ કે ગુરુની નિંદા કરવી નહીં.[२५–२८] વિષ્ણુની પાસે બેસી વૈષ્ણવોની સાથે પુરાણ સાંભળવું. અધિક માસના શુક્લપક્ષની એકાદશી નિર્જલા કરવી.[२९] તેમ ન બને તો જલપાન કરીને રહેવું. તેમ પણ ન બને તો દૂધ પીવું, રાતે જાગરણ કરવું, ગીત ગાવાં ને નૃત્ય કરવું.[३०] પહેલા પહોરમાં વિષ્ણુની પૂજા કરવી અને નાળીએરનો અર્ઘ્ય આપવો. બીજા પહોરમાં
४ બીલીનો અર્ઘ્ય આપવો, ત્રીજા પહોરમાં બીજોરાંનો અર્ઘ્ય આપયો.[३१] ચોથા પહોરમાં સોપારી તથા નારંગીનો અર્ઘ્ય આપવો. જે માણસ આ એકાદશીની રાતે જાગરણ કરે છે, તેમે

द्वितीये वाजपेयस्य तृतीये हयमेधजम् । चतुर्थे राजसूयस्य जाग्रतो जायते फलम् ॥ ३३ ॥
नातः परतरं पुण्यं नातः परतरा मखाः । नातः परतरा विद्या नातः परतरं तपः ॥ ३४ ॥
पृथिव्यां यानि तीर्थानि क्षेत्राण्यायतनानि च । तत्स्नातानि च दृष्टानि येनाकारि हरेर्व्रतम् ॥३५॥
एवं जागरणं कुर्याद्यावत्सूर्योदयो भवेत् । सूर्योदये शुभे तीर्थे गत्वा स्नानं समाचरेत् ॥३६॥
स्नात्वैवागत्य भावेन पूजयेद्देवमीश्वरम् । पूर्वोदितेन विधिना भोजयेद्ब्राह्मणाञ्छुभान् ॥ ३७॥
कुंभादिकं च यत्सर्वं प्रतिमां केशवस्य च । पूजयित्वा विधानेन ब्राह्मणाय समर्पयेत् ॥ ३८ ॥
एवंविधं व्रतं यो वै कुरुते भुवि मानवः । सफलं जायते तस्य व्रतं मुक्तिफलप्रदम् ॥ ३९ ॥
एतत्ते सर्वमाख्यातं यत्पृष्टोऽहं त्वयाऽनघ । मलिम्लुचस्य मासस्य शुक्लाया विधिमुत्तमम्॥४०॥

પહેલા પહોરમાં અગ્નિષ્ટોમનું ફળ થાય છે,[32] બીજા પહોરમાં વાજપેયનું ફળ થાય છે, ત્રીજા પહોરમાં અશ્વમેધ યજ્ઞનું ફળ થાય છે અને ચોથા પહોરમાં રાજસૂય યજ્ઞનું ફળ થાય છે.[33] આથી ઉત્તમ કોઇ પુણ્ય નથી, આથી ઉત્તમ કોઇ યજ્ઞ નથી, આથી ઉત્તમ કોઇ વિદ્યા નથી, ને આથી ઉત્તમ કોઇ તપ નથી.[34] જે માણસ આ એકાદશીને દિવસે વ્રત કરે છે, તેને પૃથ્વીમાં જેટલાં તીર્થો અને દેવમંદિરો છે તેમાં સ્નાન તથા દર્શન કરવાનું ફળ થાય છે.[35] એવી રીતે સૂર્યોદય સુધી જાગરણ કરવું. સૂર્યોદય થાય ત્યારે જલાશયમાં જઇ સ્નાન કરવું.[36] પછી ઘેર આવી બન્ને દેવોની પૂજા કરવી. ને પ્રથમ કહેલા પ્રકારથી ઉત્તમ બ્રાહ્મણોને જમાડવા.[37] પછી બ્રાહ્મણની પૂજા કરીને વિષ્ણુની તથા શંકરની મૂર્તિ અને ઘડા વગેરે સઘળું તેને આપવું.[38] એવી રીતે પૃથ્વીપર જે માણસ વ્રત કરે છે, તેનો જન્મ સફળ થાય છે ને મોક્ષ મળે છે.[39] હે રાજન્! તમે જે અધિક માસની શુક્લ એકાદશીની વિધિ કેમ કરવી એમ પૂછયું હતું તે સઘળું મેં કહી સંભળાવ્યું.[40]

व्रतानि तेन चीर्णानि सर्वाणि नृपनंदन । पद्मिन्या प्रीतियुक्तो यः कुरुते व्रतमुत्तमम् ॥४१॥
कृष्णाद्या मलमासस्य विधिस्तस्यापि तादृशः । परमा सा तु विज्ञेया सर्वपापक्षयंकरी ॥ ४२ ॥
अत्र ते कथयिष्यामि कथामेकां मनोरमाम् । नारदाय पुलस्त्येन विस्तरेण निवेदिताम् ॥४३॥
कार्तवीर्येण कारायां निक्षिप्तं वीक्ष्य रावणम् । विमोचितः पुलस्त्येन याचयित्वा महीपतिम् ॥४४॥
तदाश्चर्यं तदा श्रुत्वा नारदो दिव्यदर्शनः । पप्रच्छ च यथाभक्त्या पुलस्त्यं मुनिपुंगवम्॥४५॥

જે માણસ પ્રીતિથી પદ્મિની એકાદશીનું વ્રત કરે છે, તેને સઘળાં વ્રતનું ફળ થાય છે.[૪૧] શ્રીપુરુષોત્તમ માસની કૃષ્ણ પક્ષની એકાદશી, જેનું નામ પરમા છે તથા જે સર્વ પાપોનો ક્ષય કરવાવાળી છે તેની પણ વિધિ પુરુષોત્તમ માસની શુક્લ પક્ષની એકાદશી જેવી છે.[૪૨]




## અથ કથા

હે યુધિષ્ઠિર! આ વિષયમાં નારદને પુલસ્ત્ય ઋષિએ કહેલી એવી એક મનોહર કથા કહું છું તે સાંભળો.[૪૩] સહસ્રાર્જુને કેદમાં નાખેલા રાવણને જોઇ પુલસ્ત્ય ઋષિએ તેની પાસે યાચના કરીને રાવણને છોડાવ્યો.[૪૪] આ આશ્ચર્યકારક વાત સાંભળી દિવ્ય દૃષ્ટિવાળા નારદે પુલસ્ત્ય ઋષિને ભક્તિથી પૂછ્યું હતું.[૪૫]

સહસ્રાર્જુને કેદમાં નાંખેલા રાવણને જોઈ પુલસ્ત્ય ઋષિએ સહસ્રાર્જુનની
પાસે યાચના કરીને રાવણને છોડાવ્યો.



दशाननेन विजिताः सर्वे देवाः सवासवाः । कार्तवीर्येण विजितः कथं रणविशारदः ॥ ४६ ॥
नारदस्य वचः श्रुत्वा पुलस्त्यो मुनिरब्रवीत् । शृणु वत्स प्रवक्ष्यामि कार्तवीर्यसमुद्भवम् ॥४७॥
पुरा त्रेतायुगे राजन्माहिष्मत्यां बृहत्तरः । हैहयानां कुले जातः कृतवीर्यो महीपतिः ॥ ४८ ॥
सहस्रं प्रमदास्तस्य नृपस्य प्राणवल्लभाः । न तासां तनयं कंचिल्लेभे राज्यधुरन्धरम् ॥ ४९ ॥
यजन्देवान्पितॄन्सिद्धान्प्राचिकित्सान्बृहत्तरान् । तेषां वाक्याद्व्रतं कुर्वन्न लब्धस्तनयस्तदा॥५०॥
सुतं विना तदा राज्यं न सुखाय महीपतेः । क्षुधितस्य यथा भोगा न भवंति सुखप्रदाः॥५१॥
विचार्य चित्ते नृपतिस्तपस्तप्तुं मनो दधे । तपसैव सदा सिद्धिर्जायते मनसेप्सिता ॥ ५२ ॥
इत्युक्त्वा सहभार्यश्च चीरवासा जटाधरः । तपस्तप्तुं गृहं न्यस्य स विचार्य सुमंत्रिणे ॥ ५३ ॥

નારદજી પૂછે છે–હે મુનિરાજ ! રાવણે ઇંદ્રસહિત સર્વ દેવોને પણ જિતી લીધા હતા, તો યુદ્ધમાં પ્રવીણ એવા એ રાવણને કાર્તવીર્ય કેમ જિતી શક્યો ?[४६] એવાં નારદનાં વચન સાંભળી પુલસ્ત્ય ઋષિ બોલ્યા.

પુલસ્ત્ય કહે છે–હે પુત્ર ! નારદ ! કાર્તવીર્યની ઉત્પત્તિ કહું છું તે સાંભળો.[४७] પૂર્વે ત્રેતાયુગમાં કૃતવીર્ય નામે માહિષ્મતી નગરીનો મોટો રાજા હતો. તે હૈહયના કુલમાં ઉત્પન્ન થયો હતો ને મહા પરાક્રમી હતો.[४८] તે રાજાને પ્રાણ જેવી પ્રિય હજાર સ્ત્રીઓ હતી. તેમાંથી કોઇને પણ પુત્ર થયો ન હતો, જે રાજ્યનો કારભાર ચલાવે.[४९] એ રાજાએ પુત્ર માટે કેટલાક યજ્ઞ ને અનેક વ્રત કર્યાં. દેવ, પિતૃ, સિદ્ધ ને મહાત્માઓની પૂજા કરી. તેમ જ જે કોઈ કાંઈ કહે તે સઘળું કર્યું, તથાપિ તેને પુત્ર થયો નહીં,[५०] તેથી જેમ ભૂખ્યા માણસને વૈભવ સારો લાગતો નથી, તેમ જ પુત્ર વગરના એ રાજાને રાજ્ય વગેરે સારાં લાગતાં નહીં.[५१] તે પછી, તપ કરવાથી મનમાં ધારેલાં કામ અવશ્ય સિદ્ધ થાય છે, એમ મનમાં વિચાર કરી તપ કરવાનો નિશ્ચય કરી ધર્માત્મા કૃતવીર્ય રાજા વલ્કલ પહેરી, જટા

निर्गतं नृपतिं वीक्ष्य पद्मिनी प्रमदोत्तमा । हरिश्चंद्रस्य तनया इक्ष्वाकुकुलसंभवा ॥ ५४ ॥
पतिव्रता प्रियं दृष्ट्वा तपस्तप्तुं कृतोद्यमम् । भूषणानि परित्यज्य चीरमेकं समाश्रयत् ॥ ५५ ॥
जगाम पतिना सार्द्धं पर्वते गंधमादने । गत्वा तत्र तपस्तेपे वर्षाणामयुतं नृपः ॥ ५६ ॥
न लेभे तनयं राज्ये ध्यायन्देवं गदाधरम् । अस्थिस्नायुमयं कांतं दृष्ट्वा सा प्रमदोत्तमा ॥५७॥
अनुसूयां महासाध्वीं पप्रच्छ विनयान्विता । भर्तुः प्रतपतः साध्वि वर्षाणामयुतं गतम् ॥ ५८ ॥
तथापि न प्रसन्नोऽभूत्केशवः कष्टनाशनः । व्रतं मम महाभागे कथयस्व यथातथम् ॥ ५९ ॥
येन प्रसन्नो भगवान्मम भक्त्या प्रजायते । येन मे जायते पुत्रश्चक्रवर्ती बृहत्तरः ॥ ६० ॥
श्रुत्वा तस्यास्तु वचनं पतिव्रतपरायणा । यं प्रव्रजंतं नृपतिं स्वयं प्रव्राजदीक्षितम् ॥ ६१ ॥

ધરી, રાજ્યનો કારભાર પ્રધાનને સોંપી તપ કરવા ગયો.[૫૨-૫૩] રાજા તપ કરવા જાય છે આ વાત જાણીને તેની સાથે હરિશ્ચન્દ્ર રાજાની પુત્રી પદ્મિની, જે રાજાની પટ્ટરાણી હતી તે પણ સઘળા અલંકાર વગેરેનો ત્યાગ કરી એક વલ્કલ પહેરી ગંધમાદન પર્વત ઉપર ગઇ, ત્યાં રાજાએ નારાયણનું ધ્યાન કરી દશ હજાર વર્ષ સુધી તપ કર્યું,[૫૪-૫૬] ગદાધર દેવનું ધ્યાન કર્યું પણ પુત્ર થયો નહીં. પદ્મિનીએ પતિને અતિ દુર્બલ થઇ ગયેલો જોયો,[૫૭] તે પછી પદ્મિનીએ વિનયથી મહાપતિવ્રતા અનસૂયાને પૂછ્યું કે, હે સાધ્વિ ! મારા પતિને તપ કરતાં કરતાં દશ હજાર વર્ષ નીકળી ગયાં,[૫૮] તથાપિ નારાયણ, જે દુઃખનો નાશ કરે છે તે પ્રસન્ન થયા નહીં. માટે હે મહાભાગે ! જેથી નારાયણ મારી ઉપર પ્રસન્ન થાય ને જેથી મને મોટો ચક્રવર્તી પુત્ર થાય એવું ઉત્તમ વ્રત કહો.[૫૯-૬૦] એવાં તેનાં વચન સાંભળી, પતિવ્રતામાં પરાયણ એવાં અનસૂયાએ પ્રસન્ન થઇને, વૈરાગ્ય પામેલા રાજાની પાછળ જનારી કમળ સરખાં નેત્રવાળી

तदा प्रोवाच संहृष्टा पद्मिनीं पद्मलोचनाम् । स्नात्वा मलिम्लुचे शुभ्रु मासद्वादशसंमतम् ॥६२॥
त्रिंशद्दिनैश्च भवति मासः पूर्णः शुभानने । तन्मध्ये द्वादशीयुग्मं पद्मिनी परमा तथा ॥ ६३ ॥
उपोष्य तत्प्रकर्तव्यं विधिना जागरैः समम्। शीघ्रं प्रसन्नो भगवान् भविष्यति सुतप्रदः ॥६४॥
इत्युक्त्वाऽकथयत्सर्वं मया पूर्वोदितं नृप। विधिं व्रतस्य विधिवत्प्रसन्ना कर्दमांगजा ॥६५॥
श्रुत्वा व्रतविधिं सर्वं यथोक्तमनसूयया । चक्रे चार्वंगी तत्सर्वं पुत्रप्राप्तिममीप्सती ॥ ६६ ॥
एकादश्यां निराहारा सदा जाता च निर्जला । जागरेण युता रात्रौ गीतनृत्यसमन्विता ॥६७॥
पूर्णे व्रते च वै शीघ्रं प्रसन्नः केशवः स्वयम् । बभाषे गरुडारूढो वरं वरय शोभने ॥ ६८ ॥

પદ્મિનીને કહ્યું કે, હે સુંદર ભ્રુકુટિવાળી ! અધિક માસ જે બારે માસથી ઉત્તમ છે ને બત્રીશ માસ થઈ ગયા પછી આવે છે, તે અધિક માસમાં બે એકાદશી આવે છે. તેમાં એકનું નામ પદ્મિની તથા બીજીનું નામ પરમા છે.[६२–६३] પહેલી એકાદશી જે પદ્મિની છે તે દિવસે વિધિથી ઉપવાસ કરી જાગરણ કરવાથી વિષ્ણુ ભગવાન્ જલદી પ્રસન્ન થશે અને પુત્ર આપશે.[६४] રાજા યુધિષ્ઠિરને શ્રીકૃષ્ણે કહ્યું કે હે રાજા ! એટલું કહી મેં પૂર્વે જે પ્રકાર કહ્યો છે, તે સઘળો પ્રકાર પ્રસન્નતાથી અનસૂયાએ તેને કહી સંભળાવ્યો.[६५]

એવી રીતે અનસૂયાએ કહેલો વ્રતવિધિ સાંભળી, પુત્રની ઇચ્છાવાળી રાણીએ વિધિથી તે વ્રત કર્યું.[६६] તે એકાદશીને દિવસે નિરાહાર રહી, જળ પણ પીધું નહીં, રાત્રે જાગરણ કર્યું, ગીત ગાયાં ને નૃત્ય કર્યું.[६७]

એ પ્રમાણે વ્રત પૂરું થયું ત્યારે વિષ્ણુ પોતે ગરુડ ઉપર બેસીને આવ્યા ને કહ્યું: 'હે શોભને ! વર

श्रुत्वा वाक्यं जगद्धातुः स्तुत्वा प्रीत्या शुचिस्मिता। ययाचेऽथ वरं ब्रूहि मम भर्तुर्बृहत्तरम्॥६९॥
पद्मिन्यास्तद्वचः श्रुत्वा कृष्णः प्रीतः प्रियंवदाम्। त्वयाहं तोषितो भद्रे प्रत्युवाच जनार्दनः ॥७०
मलिम्लुचश्च मासोऽसौ नान्यो मे प्रीतिदायकः। तन्मध्यैकादशी रम्या मम प्रीतिविवर्धना॥७१
सा त्वयोपोषिता सुभ्रु यथोक्तविधिना शुभे । तेन त्वया प्रसन्नोऽहं कृतोस्मि सुभगानने॥७२॥
तव भर्तुः प्रदास्यामि वरं यन्मनसेप्सितम्। इत्युक्त्वा नृपतिं प्राह विष्णुर्विश्वार्तिनाशनः॥७३॥
वरं वरय राजेंद्र यत्ते मनसि कांक्षितम्। संतोषितोऽहं प्रियया तव सिद्धिचिकीर्षया ॥ ७४ ॥
श्रुत्वा तद्वचनं विष्णोः प्रसन्नो नृपसत्तमः । वव्रे सुतं महाबाहुं सर्वलोकनमस्कृतम् ॥ ७५ ॥
न देवैर्मानुषैर्नागैर्दैत्यदानवराक्षसैः । जेतुं शक्यो जगन्नाथ विना त्वां मधुसूदन ॥ ७६ ॥

માગ.'[૬૮] એવું નારાયણનું વચન સાંભળી, પદ્મિની હર્ષથી બોલી કે, 'હે મહારાજ! મારા પતિ જે માગે તે વર આપો' એ હું વર માગું છું.[૬૯] એવાં પદ્મિનીનાં વચન સાંભળી વિષ્ણુ પ્રસન્ન થઇને બોલ્યા કે, 'હે શુભે! હે સુભ્રુ! તેં મને પ્રસન્ન કર્યો છે.[૭૦] જેવો અધિક માસ મને પ્રિય છે તેવો બીજો કોઇ નથી. તેની એકાદશી મને અત્યંત પ્રિય છે.[૭૧] એ દિવસે તેં વિધિથી ઉપવાસ કર્યો તેથી હું તારા પર પ્રસન્ન થયો છું,[૭૨] માટે તારા પતિના મનમાં જે મનોરથ હશે તે હું પૂર્ણ કરીશ.' એટલું કહી વિષ્ણુ જે જગતની પીડાનો નાશ કરનાર છે તેણે રાજાને કહ્યું કે,[૭૩] 'હે રાજેંદ્ર! તારું શુભ કરવા માટે તારી સ્ત્રીએ મને પ્રસન્ન કર્યો છે, માટે તારા મનમાં જે હોય તે માગી લે.'[૭૪] એવાં ॥૨૮॥
વચન સાંભળી પ્રસન્ન થયેલા રાજાએ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી કહ્યું કે, 'હે વિષ્ણો! જેને સર્વ લોકો નમસ્કાર કરે ને જેને આપ વિના બીજા, દેવ, નાગ, દૈત્ય, દાનવ, કે રાક્ષસ કોઇ પણ જિતી

इत्युक्तो बाढमित्युक्त्वा तत्रैवांतरधीयत । नृपोपि सुप्रसन्नात्मा हृष्टः पुष्टः प्रियायुतः ॥ ७७ ॥
समायातस्वपुरं रम्यं नरनारीमनोरमम् । स पद्मिन्यां सुतं लेभे कार्तवीर्यं महाबलम् ॥७८॥
न तेन सदृशः कश्चित्रिलोकेषु च मानवः । तस्मात्पराजितः संख्ये रावणो दशकंधरः ॥७९॥
न तं जेतुं समर्थोस्ति त्रिषु लोकेषु कश्चन । विना नारायणं देवं चक्रपाणिं गदाधरम् ॥ ८० ॥
न त्वया विस्मयः कार्यो रावणस्य पराजये । मलिम्लुचप्रसादेन पद्मिन्याश्चाप्युपोषणात् ॥८१॥




શકે નહીં, એવો મહાભાગ્યશાળી પુત્ર આપો,'[૭૫–૭૬] એવું વરદાન માગ્યું. ત્યારે 'તથાસ્તુ' કહી વિષ્ણુ અંતર્હિત થઈ ગયા. પછી એ રાજા પોતાની પ્રિયાની સાથે, પ્રસન્ન અને હૃષ્ટપુષ્ટ થઈને સ્ત્રી તથા પુરુષોથી સુંદર એવા પોતાના નગરમાં આવ્યો. પછી પદ્મિનીને કાર્તવીર્ય નામનો મહાબલવાન્ પુત્ર થયો.[૭૭–૭૮] ત્રણે લોકમાં એ કાર્તવીર્ય જેવો કોઈ પણ હતો નહીં. એ રાજાએ યુદ્ધમાં દશ માથાવાળા રાવણને હરાવ્યો.[૭૯] એ રાજાને હરાવે તેવો ચક્ર ને ગદાને ધારણ કરનાર નારાયણ સિવાય ત્રણ લોકમાં બીજો કોઈ પણ સમર્થ હતો નહીં.[૮૦] અધિક માસની

दत्तो देवाधिदेवेन कार्तवीर्यो महाबलः । इत्युक्त्वा प्रययौ विप्रः प्रसन्नेनांतरात्मना ॥ ८२ ॥

श्रीकृष्ण उवाच ।

एतत्ते सर्वमाख्यातं यत्पृष्टोऽहं त्वयानघ।मालिम्लुचस्य मासस्य शुक्लायाः संभवो महान् ॥८३॥
ये करिष्यंति मनुजास्ते यास्यंति हरेः पदम् । त्वमेवं कुरु राजेंद्र यदि चेष्टमभीप्ससि ॥ ८४ ॥
केशवस्य वचः श्रुत्वा धर्मराजोऽतिहर्षितः । चक्रे व्रतं विधानेन बंधुभिः परिवारितः ॥८५॥

सूत उवाच ।

एतत्ते सर्वमाख्यातं यत्पृष्टोऽहं पुरा द्विज।पुण्यं पवित्रं परमं किं भूयः श्रोतुमिच्छसि ॥ ८६ ॥

એકાદશીના ઉપવાસના પ્રભાવથી નારાયણે એ મહાબલવાન્ કાર્તવીર્યને આપ્યો હતો, તેનાથી રાવણનો પરાજય થયો તેમાં કાંઈ તમારે આશ્ચર્ય કરવા જેવું નથી. એટલું કહી પુલસ્ત્ય ઋષિ પ્રસન્ન ચિત્તથી ત્યાંથી પોતાને આશ્રમે ગયા.[૮૧–૮૨]

શ્રીકૃષ્ણ કહે છે–હે નિર્દોષ યુધિષ્ઠિર! તમે જે અધિક માસના શુક્લ પક્ષની એકાદશીનું માહાત્મ્ય પૂછ્યું હતું, તે સઘળું મેં તમને કહી સંભળાવ્યું.[૮૩] જે માણસો એ ઉત્તમ વ્રત કરશે તેને વૈકુંઠની પ્રાપ્તિ થશે. હે રાજન્! જો મનમાં ધારેલાં કામ સિદ્ધ કરવા ધારતા હો તો તમે એ વ્રત કરો.[૮૪] ॥૨૯॥
એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી પ્રસન્ન થયેલા યુધિષ્ઠિરે ભાઈઓની સાથે વિધિથી તે વ્રત કર્યું.[૮૫]

સૂત કહે છે–હે શૌનક! તમે જે અતિ ઉત્તમ ને પવિત્ર વ્રત પૂછ્યું હતું તે મેં કહી સંભ-

एवंविधं येऽपि व्रतं मनुष्या भक्त्या करिष्यंति मलिम्लुचस्य ।
उपोषिता यैस्तु सुखप्रदात्री या शुक्लपक्षे भुवि तेपि धन्याः ॥ ८७ ॥
श्रोष्यंति ये तस्य विधिं समग्रं तेप्यंशभाजा मनुजाः प्रशस्ताः ।
ये वै पठिष्यंति कथां समग्रां ते वै गमिष्यंति हरेर्निवासम् ॥ ८८ ॥

इत्यधिकशुक्लैकादशीकथा समाप्ता ॥

જાણ્યું. હવે બીજું શું સાંભળવા ઇચ્છો છો ?[८६] એવી રીતે જે માણસો અધિક માસના શુક્લ પક્ષની એકાદશી, જે અતિ સુખ આપનારી છે તેનું વ્રત ભક્તિથી કરે છે તે માણસો પૃથ્વીમાં અતિ ધન્ય કહેવાય છે.[८७] જે માણસો આ એકાદશીનો પ્રકાર સાંભળે છે, તેને પણ પુણ્યમાંથી ભાગ મળે છે; તેમ જ જે માણસો આ કથાનો સમગ્ર પાઠ કરે છે તેનો વૈકુંઠમાં વાસ થાય છે.[८८]

એવી રીતે અધિક માસના શુક્લ(શુદ)પક્ષની એકાદશીનું માહાત્મ્ય અને કથા સંપૂર્ણ.

અધિક માસના શુકલપક્ષની પદ્મિની એકાદશી વ્રત તથા
કથા વિષે અધ્યાય ૫ મો સમાપ્ત



# अथाधिककृष्णैकादशीकथा ।



युधिष्ठिर उवाच ।

मलिम्लुचस्य मासस्य कृष्णा का कथ्यते विभो । किं नाम को विधिस्तस्याः कथयस्व जगत्पते॥१॥

श्रीकृष्ण उवाच ।

परमेति समाख्याता पवित्रा पापहारिका । भुक्तिमुक्तिप्रदा नृणां स्त्रीणां चापि युधिष्ठिर ॥२॥

पूर्वोक्तविधिना कार्या कृष्णापि भुवि मानवैः । संपूज्य परया भक्त्या नाम्ना देवं नरोत्तम ॥३॥

अत्र ते कथयिष्यामि कथामेतां मनोरमाम् । कांपिल्यनगरे जातां मुनीनामग्रतः श्रुताम् ॥४॥

## અધ્યાય ૬ ઠ્ઠો-અધિક માસના કૃષ્ણ પક્ષની પરમા એકાદશીની વ્રત-કથા

યુધિષ્ઠિર પૂછે છે-હે જગત્પતે! હે શ્રીકૃષ્ણ! અધિક માસના કૃષ્ણ પક્ષની એકાદશીનું નામ, તેનો પ્રકાર ને તેની કથા કહો.[1]

શ્રીકૃષ્ણ કહે છે-હે યુધિષ્ઠિર! અધિક માસના કૃષ્ણપક્ષની એકાદશીનું નામ પરમા છે, તે પવિત્ર, પાપ હરનારી અને સ્ત્રી તથા પુરુષને ભોગ તથા મોક્ષ આપનારી છે.[2] આ એકાદશીને દિવસે પણ પહ્મિની એકાદશીમાં કહેલા પ્રકારથી ઉપવાસ કરવો ને વિષ્ણુનું પૂજન કરવું.[3] આ વિષયમાં એક મનોહર કથા કાંપિલ્ય નગરમાં મુનિઓની પાસે કહેવાયલી છે, તે કહું છું તે સાંભળો.[4]

आसीद्‌द्विजवरः कश्चित्सुमेधा नाम धार्मिकः । तस्य पत्नी पवित्राख्या पातिव्रत्यपरायणा ॥५॥
कर्मणा केनचिद्‌द्विप्रो धनधान्यविवर्जितः । न क्वापि लभते भिक्षां याचन्नपि नरान्बहून् ॥६॥
न भोज्यं लभते तादृङ् न वस्त्रं नैव मंडनम् । रूपयौवनमाधुर्या नारी शुश्रूषते पतिम् ॥ ७ ॥
अतिथिं भोजयित्वा सा क्षुधितापि स्वयं गृहे । तिष्ठत्येव विशालाक्षी ह्यम्लानमुखपंकजा ॥ ८ ॥
न भर्तारं कचिच्चैव नास्त्यन्नमिति भाषते । विलोक्य भार्यां सुदतीं कर्शतीं स्वकलेवरम् ॥ ९ ॥
विचार्य ब्राह्मणश्चित्ते भार्यायाः प्रेमबंधनम् । निंदन्भाग्यं स्वकं खिन्नः प्रोचे वाक्यं प्रियंवदाम् १०
कांते करोमि किं कार्यं न मया लभ्यते धनम् । याचयामि नरान् भव्यान्न यच्छंति च मे धनम् ११

## સુમેધા અને પવિત્રાની કુટુંબ કથા

સુમેધા નામનો કોઈ એક ધર્મિષ્ઠ બ્રાહ્મણ હતો. તેને પવિત્રા નામની પતિવ્રતા સ્ત્રી હતી.[૫] કોઈ કમનસીબને લીધે એ બ્રાહ્મણુને નિર્ધનતાને લીધે ખાવાના પણ વાંધા હતા. ઘણાં માણસોની પાસે માગવાથી પણ અલંકાર, કપડાં કે પેટ પૂરતું ખાવાને પણ મળતું નહતું. તેની સ્ત્રી ખૂબસુરત ને જુવાન હતી. તે પોતાના પતિની સેવા કરતી અને પોતે ભૂખી રહીને પણ ઘેર આવેલા સાધુ–સંતને ભાવથી જમાડતી હતી–તેને થોડો પણ અભાવ આવતો નહીં.[૬–૮] તેમજ 'ઘરમાં અનાજ નથી' એમ કોઈ દિવસે પણ પતિને કહેતી નહતી. હવે દુઃખમાં ને દુઃખમાં દુબળી થયેલી પોતાની પ્રિયાને જોઈ તથા તેણીનો અપૂર્વ પ્રેમ જોઈ, પેલો બ્રાહ્મણ મનમાં વિચાર કરી, પોતાનાં દુર્ભાગ્યની નિંદા કરતો કરતો દુઃખથી પ્રિયાને કહેવા લાગ્યો કે,[૯–૧૦] 'હે પ્રિયે! મારે હવે ધનમાટે શો ઉપાય કરવો ? મોટા મોટા

